# જનતા નરભદ્રા પાપણી.

બનાવનાર.

પટેલ ભોગીલાલ રવીચંદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

પટેલ મંગળદાસ ચુનીલાલ.

દોહરો.

વિચાર કરો આ વાંચીને, મળશે સજ્જન સાર;
ખરચેલું જે દ્રવ્ય તે, જાશે ન વૃથા લગાર. ૧

આવૃત્તિ ૧ લી. ( પ્રત ૧૦૦૦ )

અમદાવાદ.

યુનિયન પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું.



સંવત ૧૯૪૭—સને ૧૮૯૧.

કીંમત રૂ. ૦-૪-૦.

૪૬૪૯

# जीवता नर भद्रा पामशे·

દોહરો.

વિચાર કરો આ વાંચીને, મળશે સજ્જન સાર;
ખરચેલું જે દ્રવ્ય તે, જાશે ન વૃથા લગાર. ૧

એક ત્રંબાવટી નામે નગરી હતી, તેમાં એક દંતશેઠ કરીને નગરશેઠ રેહેતો હતો, તેને ઘેર અગણીત પૈસો હતો, ને તે વાહાણવટીનો ધંધો કરતો, તેને એક કસ્તુરચંદ કરીને પુત્ર હતો, તે પુત્ર મોટી ઉમરનો થયો ત્યારે તેને પરણાવવા સારૂ તેના બાપે પેરવી કરવા માંડી ત્યારે તે છોકરાએ કહ્યું કે મારે પરણવું નથી. બાપે તેનું કારણ પુછ્યું. ત્યારે તેણે કહ્યું કે હું એક ધાવ લખી આપું ને તે ધાવ જે પુરો કરે તેને હું પરણું ત્યારે તેના બાપે કહ્યું કે જેમ તારી મરજી હોય તેમ કર, એટલે તે છોકરાએ પોતાના ગોર પંડ્યા ખોખલાને બોલાવી એક ધાવ લખી આપ્યો. તે લઈ બ્રાહ્મણ પ્રથમ પશ્ચિમ દેશમાં ગયો ને જ્યાં સ્ત્રીઓનાં ટોળાં પાણી ભરવા આવેછે ત્યાં આગળ ઉભો રહી તે ધાવ વાંચેછે. પણ કોઇ સ્ત્રી પુરો કરી શક્તિ નથી. ત્યારે તે બીજે દેશ જાયછે. એમ કરતાં કરતાં ઘણા દેશો ફર્યો પણ કોઈ સ્ત્રીથી તે ધાવ પુરો થયો નહી. ત્યારે તે પોતાના ગામ તરફ પાછો ફર્યો, ને રસ્તામાં આવતાં એક ગંધાવતી નામે નગરી આવી. તે નગરીમાં થઇને જતો હતો તેવામાં તે એક વાણીઆની દુકાને બેઠો, થોડી વાર વિશ્રામ લઈ વાણીઆને કહ્યું કે, ત્રંબાવટી નગરી કેટલે રહી ત્યારે વણીકે કહ્યું કે અહીથી વીશ કોશ રહી ત્યારે બ્રાહ્મણે નીશાસો નાખી કહ્યું કે અરે દૈવ ! મારી આશા પુરી થઇ

નહી ને નકામો વિદેશ ફર્યો પણ મારૂ કાંઇ કામ થયું નહી. અરે! હવે શું કરૂં તે મને સુઝતું નથી. એવું કહી નીરાશ થઇ કરમે હાથ દીધા. આંખોમાંથી આંસુની ધારા ચાલવા માંડી તેનાથી ઘડી બે ત્રણ બોલાયું નહી. ત્યારે તે વણીકે તેના સામુ જોઇ વિચાર કર્યો કે આ બ્રાહ્મણ ઘેર જતાં શા સારૂં રડેછે; ત્યારે તે બ્રાહ્મણે કહ્યું કે એક ત્રંબાવટી નામે નગરી છે. ત્યાં એક દંતશાનો દીકરો કસ્તુરચંદ છે તે હમેશાં સવામણ કસ્તુરી ધાલે છે. તેને ઘેર ઘણી અલખત દોલત છે. તેણે એક ધાવ લખ્યો છે. તે ધાવ જે કોઇ સ્ત્રી પુરો કરે તેને તે પ્રીતે પરણી પોતાને ઘેર રાખે. પણ હું તે કાગળ લેઇ ઘણા દેશો ફર્યો, તે ધાવ કોઇ સ્ત્રીથી પુરો થયો નહીં તે કારણથી હું ઘણો નીરાશ થઇ ગયોછું; મારે મોટી આશા હતી, કે આ કામ પુરૂં કરીશ તો મને ઘણો પૈસો મળશે, પણ પુરૂ થયુ નહી. માટે ઘેર જતાં મને ઘણું માઠુ લાગે છે.

આ વાત થઈ રહી એટલામાં તે વણીકની પુત્રી બારીએ બેઠી હતી, તેણે સાંભળ્યું ને તે બ્રાહ્મણને બોલાવ્યો અને કહ્યું કે લાવ તારો કાગળ જોઊં કેવો ધાવ લખ્યો છે હું તે ધાવ પુરો કરૂં પછી ખુશીથી ઘેર જાઓ. તેણીએ તે ધાવ પુરો કર્યો એટલે તે બ્રાહ્મણે તેણીના બાપને શ્રીફળ આપી સગાઈ કરીને તે બ્રાહ્મણ ત્રંબાવટી આવ્યો.

બ્રાહ્મણ ત્રંબાવટીમાં આવી કસ્તુરશેઠને મળ્યો અને પોતા ઉપર વીતેલી વારતા કહી સંભળાવી ને કહ્યું કે ઘણીક સ્ત્રીઓ વિદેશમાં જોઈ પણ ત્રંબાવટી આવતાં રસ્તામાં ગંધાવતીમાં વીરચંદશાને એક ભદ્રાનામે પુત્રી હતી, કે જેનું રૂપ ચંદ્રના પ્રકાશને ઝાંખો કરી નાંખે તેવું હતું, તે ઘણી ગુણવાન સ્ત્રી હતી; કે જેણે તમારો લખેલો ધાવ પુરો કર્યો.

આ વાત સાંભળી કસ્તુર ઘણો ખુશી થયો ને બ્રાહ્મણને ઘણો પૈસો આપ્યો. નાત રીતે પેરામણી આપી લગ્ન લીધાં, અને લગ્નની સામગ્રી તૈયાર કરવા માંડી. દંતશેઠ જાન લેઇ ઘણી

ધામધુમથી ગંધાવતીમાં આવ્યા. ત્યાં વીરચંદશાએ ઘણા માનથી ઉતારો આપી વરકન્યા પરણાવ્યા ને સાત દીવસ જાન રાખી ઘણા માનથી વદાય કરતી વખતે કસ્તુરશેઠે પોતાની સ્ત્રી ભદ્રાને કહ્યું કે હાલ તમે પીયરમાં રહો. જ્યારે હું તેડાવું ત્યારે આવજો. હું તમને પાંચલાખ રૂપીઆ આપુછું તેમાંથી એક ઘણોજ સુંદર કસ્તુરીઓ મેહેલ અને એક માહાદેવનું મોટુ દેહેરૂ રચાવજો, તે કસ્તુરીયા મહેલમાં એક એવી ગુપ્ત સળંગ બનાવજો કે જેમાં થઇને મારા મહેલની અંદર કોઈ જાણે નહી એવી ગુપ્ત રીતે અવાય.

દંતશેઠ જાન લેઇ ત્રંબાવટી નગરી આવ્યા ને ઘણા દીવસ વીત્યા એટલે તે વાત વીસારે પડી, અને બાપ દીકરો એકાંતમાં બેઠા છે. તેવામાં કસ્તુરે પોતાના પીતાજીને કહ્યું કે મેં એક ગુપ્ત જાત્રા માનીછે. ને કપરી બાધા રાખીછે. કે મારે એકલાએ જવું ને પંથ ઘણો દુર છે માટે કાંઈ ચીન્તા નહી કરતાં મને રજા આપો ત્યારે દંતશેઠે ખુશી થઇને રજા આપી ને કહ્યું કે હમેશાં કુશળતાના સમાચાર લખજો. કસ્તુરે ત્યાંથી નીકળતી વખતે પોતાની પાસે છાનું દ્રવ્ય રાખ્યું: તેણે ઘણી જાત્રાઓ કરી કે જેથી તેનું રાજરૂપ બદલાઇને રંકરૂપ થઇ ગયું. તેનાં વસ્ત્ર ઘણાં જીરણ થઈ ગયાં હતાં, તેવા વેશે ગંધાવતીમાં આવી વીરચંદની દુકાને બેઠો, થોડી વાર થઇ એટલામાં વીરચંદને ઘણો લાભ થવા લાગ્યો ત્યારે વીરચંદશેઠને માલમ પડયું કે આ કોઈ ભાગ્યશાળી પુરૂષછે એમ જાણી ઘણુ માન આપ્યું. ને પુછયું કે આપ કયાંથી આવ્યા ને કયાં જાઓછો, અને શો ધંધો કરોછો? ત્યારે તેણે વીરચંદને કહ્યું કે હું ત્રંબાવટી નગરીમાં દંતશેઠનો વાણોતરછું ને તેની સાથે વાંધો પડવાથી બાહાર નીકળ્યોછું. હું સઘળો વેપાર કરી જાણુંછું મારૂ નામ દુબળીશા છે.

વીરચંદે પોતાના વેહવાઇનો વાણોતર જાણી તેને કહ્યું કે અમારે

ઘેર સુખે રહો. તમે કહેશો તે પ્રમાણે અમે પગાર આપીશું. ત્યારે દુબળીશાએ કહ્યું કે, મારે કાંઈ પગાર જોઈતો નથી પણ મારૂં ઉદરપોષણ થશે એટલે બસછે અને જે રળીશું તે તમને આપીશું પછી વીરચંદ ઘરમાં ગયો અને પોતાની દીકરી ભદ્રાને કહેવા લાગ્યો કે તારા સસરાનો એક વાણોતર નવા વેપાર સારૂ રાખ્યો છે. તે વાણોતરને જોઇ ભદ્રાએ મન સાથે વિચાર કર્યો કે આનો વીશવસા મારા કંથ જેવો જણાયછે. અરે! એ ફંદ રચી મારૂ પારખું જોવા આવ્યો હોય તેમ જણાયછે પણ ફીકર નહીં જેમ ઈશ્વરે ધાર્યું હશે તેમ થશે, એમ વિચાર કરી તે વાણોતરને પોતાને ઘેર રાખ્યો.

દુબળીશાએ વિચાર કર્યો હવે સુસ્ત થઇ બેશી રહેવું નહી. એમ વિચારી પોતે બજારમાં ગયો ત્યાં વેપારીયોને લાંચ આપી ઘણો વેપાર કરી શેઠને રીઝવે છે. ગામમાં તથા વિદેશમાં વાત ચાલી કે ગંધાવલીમાં વીરચંદશાનો વાણોતર દુબળીશા ઘણો વેપાર કરેછે એવી વીખ્યાતી થઈ એવામાં એક લાખોવણઝારો પાંચલાખ પોઠ લેઈ ત્રણ ગાઉ છેટે આવી પડાવ નાંખ્યો છે. તેમાં મજીઠ, સોરંગી, કરમજ અને જુદી જુદી જાતનાં વસાણાં ધાન્ય તથા રેશમ વીગેરે માલ તેમાં ભરેલો હતો તે વાત દુબળીના જાણવામાં આવી કે આપણા ગામથી ત્રણ ગાઉ છેટે એક લાખોવણઝારો જુદી જુદી જાતનો માલ લેઈ આવ્યો છે. ત્યારે દુબળીએ તેના શેઠ વીરચંદને પુછ્યું કે આપણે કેટલી પોઠો લેવી છે ત્યારે વીરચંદ બોલ્યો કે વીશ અથવા ચાળીશ પોઠો લેજો આપણા ભાગ્યમાં જે નફો લખ્યો હશે તે મળશે. મારૂ મન તો સો પોઠો લેવાનું છે પણ કોઈ ઉધાર માલ ધીરે નહી. એટલે દુબળીશાએ વસ્ત્ર ધારણ કરી ગાડીમાં બેશી પોતે એકલો જ્યાં વણઝારાની પોઠો પડીછે ત્યાં જઈ પોહોંચ્યો. જુહાર કરી તેની પાસે બેઠો એટલામાં વણઝારાએ દુબળીને પુછ્યું કે

આપ ક્યાં રહોછો, આપનું નામ શું અને શો વેપાર કરોછો. ત્યારે દુબળીએ વણઝારાને કહ્યું કે હું દંતશેઠનો વાણોતર છું અને મારૂ નામ દુબળીશા છે. હું વેપાર અર્થે અહીં આવ્યો છું. પછી લાખા-વણઝારાએ કહ્યું કે દંતશેઠના વાણોતર છો તો અમારો સામટો શોદો કરો ને અમારા સરખું કામ ફરમાવો. એવી રીતે વણઝારાએ કહ્યું કે તરતજ દુબળીશાએ માલની પુછપરછ કરી પોતાના હાથે એક નવ-લાખ રૂપૈયાની વીંટી હતી તે બાનામાં આપી માલ ખરીદ કર્યો ને તેનાં લખ્યાં પતરાં કરી પોતે પોતાના ઘેર આવ્યો. અને વણઝારાને કહ્યું કે આ સઘળી પોઠો ગંધાવતીમાં મોકલી દેજો.

દુબળીશા ઘેર આવી વીરચંદને કહેવા લાગ્યો કે મેં પાંચલાખ પોઠ ખરીદ કરીછે. તેનો લાભ આપ લેશો એવું સાંભળતાંજ શેઠનાં પેહેરેલાં પગરણ પગમાંથી નીકળી ગયાં ને કહેવા લાગ્યો કે જોયું તારૂ ડાહાપણ તેં તો મારૂ ઘર ઘાલ્યું; હવે અમે શું કરીએ આવો વેપાર તો દંતાને ઘેર કરવો પાલવે કે જેને વણઝારા દામ ધીરે ને મારે તો આ છોડીનું ઘરાણુ છે, તે સઘળું તથા દંતશેઠનો રચાવેલો મેહેલ વીગેરે સરવે વેચવું પડશે ને પોઠો તો કાલે સવારમાં આવી પડશે. માટે હું તો હવે તારો શેઠ થવાનો નથી ને તું જો ડાહ્યો હોય તો નાશી જા. એટલે દુબળી વીરચંદને કહેવા લાગ્યો કે આમ હીં-મત હારી બેસો તે ઠીક નહીં તમે તમારે સમરથ થઈ ગાદીએ બેસો હું તમને ઘણો દામ રળી આપીશ. મારૂ નામ તો દુબળી છે. તથાપી હું મોટાં કામનો કરનાર છું માટે મન ઠેકાણે રાખી, મીઠાં વચન બોલ-જો મેં સઘળી વાત આપણા પારેખને પ્રીછવી છે. એટલામાં તો વણઝારાની પોઠો આવી પડી ને ઠામ ઠામના દલાલ માલ લેવા સારૂ વણઝારા પાસે ગયા ત્યારે વણઝારાએ કહ્યું કે મેં આ સઘળો માલ વેચ્યો છે, જો તમે માલ લેવા ચાહતા હો તો દુબળીશાને મળો

ત્યારે સઘળા વેપારી હાથ ઘશવા લાગ્યા. ને વણઝારા પ્રત્યે કહેવા લાગ્યા કે તું દુબળીને માલ આપી શું લેવાનો છું. માટે માલ પાછો લે કારણ કે એ દંતશેઠનો વાણોતર નથી. એને તો દંતાને ત્યાંથી કાહાડી મુકેલો છે અને અહીઆં વીરચંદને ત્યાં પેટ ભરવા રહેલો છે. વીરચંદ ઘણુ ઘણુ તો પંદર અથવા વીશ પોઠનો ખરીદનારછે. તેને ઘેર મજુરી કરી પેટ ભરેછે તેનાથી આટલો મોટો શોદો કેમ થાય માટે માલ ખોશો, નાણાં પણ ખોશો ને ડાહ્યા હો તો ગમે તેમ કરી માલ પાછો લ્યો.

લાખોવણઝારો આવી આવી વાતો સાંભળી હસ્યો ને કહેવા લાગ્યો કે મને પેહેલાં નાણાં આપી માલ લીધો છે. જો તમારે માલ લેવો હોય તો દુબળીને ઘેર જાઓ અહીઆં નકામાં ફાંફાં મારો છો. એવું સાંભળી વેપારીનું માજન એકઠું થઇ વીરચંદને ઘેર આવ્યું ને કહ્યું કે સઘળાનો વેપાર બંધ કરી કયાં રહીશ, અમે સઘળા મળી બંધી કરીશું કે કોઇએ તારો માલ લેવો નહી. અને તને ખરાબ કરીશું. આવું સાંભળી દુબળીશા કહેવા લાગ્યો કે એમાં એકે વસ્તુ વેચવાની નથી. પણ વાહણ ભરી સઘળો માલ ત્રંબાવટી મોકલવાનો છે. ત્યારે સઘળા વેપારીઓએ વીચાર કર્યો કે આપણે આ વાતની સરકારમાં અરજ કરીએ એવામાં એક વૃદ્ધ અને સમજુ માણસ આગળ આવી કહેવા લાગ્યો કે હે વેપારીઓ સરકારમાં જવાથી કાંઈ ફાયદો થશે નહીં. વગર વીચારથી એકએકની સામે બોલાબોલી થશે. ને આખરે દુબળી માલનું હાંસલ ભરી સઘળો માલ ત્રંબાવટી ચડાવશે માટે આપણે તેની સાથે સલાહ કરી આપણું કામ કરી લેવું તેમાં ફાયદો છે. એટલે વેપારીઓએ દુબળીને નમ્રતા પુર્વકથી કહ્યું કે આપ તો મોટા છો માટે કાંઈ ફાયદો લઇ માલ આપશો તો અત્રે તમારો ઘણો આભાર માનીશું. એવાં વ-

ચન સાંભળી દુબળી કહેવા લાગ્યો કે જો આજે ખરીદ કરો તો દર એક પોઠે સવા રૂપીયો નફો લેઇ આપીશ, અને કાલ લેશો તો દર એક પોઠે રૂપૈયા અઢી લેઇશ, એમ દીવસે દીવસે એની કીંમત જાસ્તી લેવામાં આવશે. એવું સાંભળી કોઇએ પાંચ, કોઇએ વીશ, કોઇએ પચાસ, કોઇએ બસો, કોઇએ પાંચસો એમ કરતાં કરતાં એની સઘળી પોઠો ચાર દીવસમાં ખપી ગઈ અને વીરચંદના ઘરમાં તો ઘણોજ પૈસો આવ્યો. પૈસો દેખી વીરચંદ દુબળી ઉપર ઘણોજ ખુશી થયો, અને પોતાના પુત્ર કરતાં અધીક ગણવા લાગ્યો ને વિચાર કર્યો કે જો બીજીવારની પોઠો આવે તો વળી ચોટ મારૂ; ભલું થયું જે આ વાણોતર મારે હાથ લાગ્યો.

આ સઘળી વાત પુરી થઈ એટલે દુબળીએ લાખાની સાથે ઘણી ભાઈબંધી કરી કે એક દીવસ પણ મળ્યા સીવાય ચાલે નહીં એવી રીતની ભાઈબંધી કર્યા પછી જ્યાં શેઠ શેઠાણી બેઠાં છે. ત્યાં આવ્યો ને કહ્યું કે જો રીસ કરો નહી તો એક વાત કહું જે મને ઘણી સારી ભાસેછે. આપણે ઘેર લાખો આવેછે માટે ઘરના સઘળા માણસો ઉમદાં આભુષણ પેહેરી બેસજો એવું કહી પછી તે ભદ્રા પાસે ગયો ને કહ્યું કે તારા સસરાનું જે હીરાજડીત્ર ઘરાણુ તથા પોષાક છે તે પેહેરી ઝરૂખે બેસ, ઘરમાં ને ઘરમાં શું પેસી રહેછે. જો લાખો આપણા ઘરનો વઇભવ જુવે તો ઉધારે દામ ધીરે ને આપણા ઘરમાં પુંજી થોડી હોય ને ઠાઠ સારો દેખે તો લોક નાંણાં ધીરે ને આપણો વેપાર સારો ચાલે ત્યારે ભદ્રાએ પોતાનો જાણી તેનું કહેવું કબુલ કર્યું પણ મન સાથે વિચાર કર્યો કે, આમાં કાંઈ કપટ જણાય છે પણ ફીકર નહીં. "કહેવત છે કે ચોરીનો માલ ચંડાળે જાય ને પાપી હાથ ઘસતો થાય". માટે જે ખાડો ખોદશે તે પડશે એમ જાણી હમેશાં પોતે નવા સણગાર પેહેરી ઝરૂખે બેસેછે ને તેનું

રૂપ જેમ હીરો કુંદનમાં ભળે તેવું થઇ રહ્યુંછે; એવામાં એક દીવસ લાખો વીરચંદને ઘેર આવ્યો અને તેના ચોકમાં દુબળીની જોડે બેઠો ને દુબળીને કહેવા લાગ્યો કે હવે અમારા દામ આપો કારણ કે અમારે દેશ જવું છે તેજ વખત દુબળીએ હાથ દેખાડી ઇશારત કરી કે આ મેહેલ કેવો સુંદર રચાવ્યો છે, જેમાં અમને પાંચલાખ રૂપૈયા ખરચ થયાછે. એટલે લાખાએ ઉંચું જોયું ઉંચું જોતાંજ ભદ્રા તેની નજરે પડી ને તેને મોહનાં બાણ વાગ્યાં, પછી તેનાથી નીચું જોવાયું નહી. અને દુબળી પ્રત્યે કહેવા લાગ્યો કે આ કોઈક અલૌકીક જગ્યા છે અને જે સ્ત્રી આ બારીએ બેઠી છે તેનું મુખ જેણે બરોબર નીહાળી જોયું નથી, તેણે આ સંસારમાં ફોકટ જન્મ લીધો છે, એમ કહીએ તો ચાલે ત્યારે દુબળી કહેવા લાગ્યો કે અરે એવી વાત મારી સાથે કરતા નહીં કારણ કે એતો દંતશેઠના છોકરા કસ્તુરચંદની વહુ થાય; જેનું નામ ભદ્રા છે કે જેને ઘેર આપણા જેવા તો ગુલામ રહેછે. તે સ્નાન કરતી વખતે સવાસેર કસ્તુરી નાંખી સ્નાન કરેછે. માટે એવી વાત નહી કરતાં તમારા જે હીસાબે દામ થાય તે ગણી લેઇ તમે તમારે રસ્તે થાઓ પછી લાખાએ લાજ મુકી કહ્યું કે મારાથી જવાશે નહી. અને હું તારો વેચાણ છું જેમ તુ કહીશ તેમ કરીશ અને એમ જાણીશ કે તેં મને જીવતદાન આપ્યું ત્યારે દુબળીએ કહ્યું કે હાલ તો તમે તમારે દેરે જાઓ એટલે લાખો દુબળીના કહેવાથી દેરે ગયો પણ તેનો જીવ તો માળીઆમાંજ રહ્યો.

બીજે દીવસે લાખો પરઠણની પોંહોંચ સાથે આવ્યો અને કહ્યું કે તે સ્ત્રીને મળ્યા વિના તો જીવ જાયછે ત્યારે દુબળીએ કહ્યું કે હું કહું તેમ કરો એટલે લાખો બોલ્યો કબુલ છે. ત્યારે દુબળીએ કહ્યુંકે તમારાં લખ્યાંપતરાં પાછાં આપો ને મહારાથી જેટલી મેહેનત બનશે તેટલી કરીશ. લાખાએ લખ્યાંપતરાં પાછાં આપ્યાં તે લેઈ

દુબળી તરતજ શેઠાણી પાસે આવ્યો અને કહ્યું કે તમે શેઠને સમજાવો ને હું કહુ તેમ કરો, તમે તમારી ભદ્રાને સમજાવો કારણ કે આ લાખાને ભદ્રાનો રંગ લાગ્યો છે. માટે એક રાત ભદ્રા સાથે રહી પ્રભાતે પાછો જશે એમાં આપણને કેટલું જાન થવાનું છે. અને આ સઘળો પૈસોટકો આપણી પાસે રહેશે ને ભોગવિલાસ કરીશું તથા વાહાણવટીનો વેપાર ધમધોકાર ચાલશે. વિદેશમાં આપણુ નામ થશે. હું આ સઘળું તમારા સારા સારૂં કહુંછું. તમે ડાહ્યાં છો તેથી વીચાર કરી જુઓ. શેઠાણી દુબળી પ્રત્યે કહેવા લાગી કે કદાચ ભદ્રાનો સાસરો આ વાત જાણે તો માહા ઉતપાત થાય, અને કોઇ કસ્તુરને જઇ કહે તો ઘણું માઠુ થાય ત્યારે તે બોલ્યો કે હું તેના ઘરની સઘળી રીત જાણુંછું. એવાં મેં ઘણાં કામ કર્યાં છે. તેથી તેની પાસે ઘણું નાણું થયુંછે. કહેવત છે કે "વસ્ત્રમાં સઉ નાગુછે."

શેઠાણી પોતાની છોડી પાસે મેડે ગઈ ને દીનવચનથી કહેવા લાગી કે અરે દીકરી આપણા દાહાડા ઘણા દોહલા જાયછે. ઘણી લક્ષ્મી મળે તેવો વખત આવ્યોછે પણ મને કહેતાં ઘણી લાજ આવે છે પણ આજે સારો લાગ મળ્યોછે, જેથી ઘણા વસ્ત્ર અલંકાર વિગરે મળશે. પણ જો તું મને કોલ આપે તો હું તેનો ભેદ ભાગી વાત કરૂં. આવી વાત સાંભળી ભદ્રા મનમાં સમજી કે આ કૃત્ય સઘળાં દુબળીનાંછે. પણ ફીકર નહી જે તે કરેછે, તે સઘળુ કરવા દઇ લાખાનો સઘળો માલ ખેંચી લેઉ. જો મારૂ નીરમળ મનછે, તો કલંક શું કરવાનુંછે. એમ વિચારી માતા પ્રત્યે બોલી કે જે તું કહીશ તે હું કબુલ કરીશ. એટલે પોતાની છોડીને એકાંત બોલાવી પોતાના મનની ભ્રાંતી ભાગી કહ્યું. આ સાંભળી ભદ્રા ક્ષણવાર નીચું જોઇ રહીને પછી કહ્યું કે જો તારૂ કામ થતું હોય તો આજ તેને તેડી લાવ ત્યારે તેની મા ઘણા હરખથી ઉઠીને બોલી બહુ સારૂ બેટા, પછી શેઠાણી દુબ-

ણીની પાસે આવી કહ્યું કે આજ રાતે લાખાને આવવાનો વાયદો ઘણી ખુશીની સાથે કરજે ત્યારે દુબળીએ લાખાને રાત્રીએ આવવાનું કહી પોતે મનમાં વિચાર કર્યો કે, જોઉ હવે તે સ્ત્રી પતીવૃત શી રીતે પાળેછે. એમ ધારી પોતે તેણીના મેહેલમાં છુપી રીતે સંતાઇ રહ્યો. રાત્રીએ મેહેલની અંદર ખુબ રોશનાઇ કરાવી દીધી. ને ફુળ ફુલ વીગરે સામન તથા કસ્તુરી અતર વીગેરે છાંટી મેહેલ ખુબ ખુશબોદાર બનાવી દીધો. રાત્રીએ જેવો લાખો નીસણીમાં ચડતો હતો તેવીજ ભદ્રા તેને માન આપવા સારૂ સામી ગઈ, કે તરતજ લાખાએ સનમાન કર્યું. પછી તેણીએ પોતાના પલંગ ઉપર બેસાડી પાનસોપારી આપીને કહ્યું આજ રાત્રીએ આપણી સરખેસરખી જોડી એકઠી મળીછે. જેમ આપણું મન ખુશી થાય, એવી રીતે વરતીએ ને જેમ નદી અને નાવનો સંજોગ મળેછે. તેમ આજ આપણો સંજોગ મળ્યોછે, જેવી રીતે દુધમાં સાકર મળી જાયછે. તેવું અમલ આરોગી એક રાત આપણે ગમત કરીએ કે જેવું સુખ સ્વર્ગમાં પણ મળતું નથી, તે કરતાં પણ અધીક સુખનો આનંદ લાવો લેવાનો ઇશ્વરે આપણને વખત આપ્યો છે. પછી તેણીએ ખુબ રસભરી વાતો કહી તેને ખુબ ગુલતાન બનાવી દીધો, જેમ વાંદરાને દારૂ પાય ને ગાંડો બને તેવીજ રીતે તેને નીશા કરાવી બેભાન બનાવી દીધો. જેમ વીફરેલો વાઘ બેસે તેમ તે વીફરેલો લાખો પલંગ ઉપર બેઠો કે તરતજ તેણીએ વછનાગની બે ગોળીઓ આપી તે લાખાએ પાણી સાથે પીધી. પછી તેની આગળ મીઠાઈ વીગેરે મુકી દીધી. મીઠાઇ ખાધી પછી ખુબ પેટ ભરાયું કે તરતજ દીવાનું તેજ વધારી દીધું અને પાન સોપારી વીગેરે આપ્યું. પછી તો લાખાભાઇ લેહેરમાં ચડ્યા. ને આમ તેમ ઝોકાં ખાવા લાગ્યા. જેમ જેમ ભદ્રાના સામું જુવે છે તેમ તેમ વધારે લેહેર ચડતી જાયછે પણ તેને કેફ ઘેર્યોછે તેથી

કાંઇ મનની વાત કહેવાતી નથી. વળી અધુરામાં પુરૂ ભદ્રાએ ગાનતાન સરૂ કરાવ્યું. એટલે ભાઇ તો ગાનતાન જોઇ બેભાન થઇ પલંગપર પડ્યા ને જેમ મડદુ પડયું હોય તેમ થઈ ગયા. પછી તેને ત્યાં પડતો મુકી ભદ્રા પોતાના મેહેલમાં ચાલી ગઇ.

બીજે દીવસે પહોર દીવસ વીતી ગયા પછી ભાઇ તો ઊંઘમાંથી ઝબકીને જાગ્યા કે તરતજ પોતાની પાઘડી વીગેરે આભુષણ શોધી પેહેરીને મેડેથી ઉતરી પોતાના ડેરે ગયો ને મન સાથે વિચાર કરવા લાગ્યો કે માલનો માલ ગયો ને મારૂ એકે કામ થયું નહી. એટલે તેણે પોતાના ભાઇને કહ્યું કે, આ સઘળું તને સોંપુંછું. કારણ કે મારે ગુપ્ત જાત્રા કરવા જવુંછે. એવું કહી પોતે ત્યાંથી ચાલી નીકળ્યો.

દુબળીશા કે જે તેના ઘરમાં રહેતો હતો તેણે ભદ્રા પ્રત્યે કહ્યું કે, અમે અમારે ગામ જઈશું પણ એક અમારૂ કામ કરો કે જેવો લાવો તમે લાખા સાથે લીધો તેવો લાવો મારી સાથે એક વાર લ્યો. પછી પોતાની પાસે એક નવલાખની હીરાજડીત્ર વીંટી હતી તે આ- પીને કહ્યું કે આ સીવાય જે માગો તે હાલઘડી લાવી આપુંછું. પણ મારી સાથે એક રાત ગમત કરો. ત્યારે તેણીએ કહ્યું કે, મેડે આવજો ને એક રાત મારી સાથે રીઝો; રાત્રીએ દુબળી મેડે ગયો કે તરતજ તેણીએ તેને સનમાન સાથે પલંગ ઉપર બેસાડયો અને કહ્યું કે હું આવુંછું એમ કહી ત્યાંથી નીકળી ગઇ અને પછી એક જોગણીનું રૂપ ધરી, મોંઢે ખુબ સીંધુર લગાવી હાથમાં ત્રીશુળ ઝાલી લીધું ને વજ્રકછોટો વાળી દીધો અને જાણે સાક્ષાત જોગમાયા હોય નહીં એવું રૂપ ધારણ કરી દુબળી પાસે આવી, જેવું દુબળીએ દીઠું કે તરતજ પગે લાગ્યો ને મન સાથે વીચાર કર્યો કે હમણાં મને ત્રીશુળથી મારી નાંખશે એવા ભયથી તેની કાયા થર થર કંપવા લા- ગી ને સરીરનું સઘળું ચેતન નાસ પામ્યું પછી ત્યાંથી તે નાશી ગયો

ને ખુબ તાવ આવ્યો. અને વીચાર કરવા લાગ્યો કે આ શો બનાવ બન્યો, તેના મનમાં પક્કી ખાતરી થઇ કે મારી સ્ત્રીએ બરોબર પતીવ્રત પાળ્યું છે, દુખણીએ એક કાસદ ઉભો કર્યો ને વીરચંદ પ્રત્યે કહેવા લાગ્યો કે મારા શેઠ દંતાએ મને અહીંયાં રહેલો જાણી તમને ઠપકો કહાવ્યોછે માટે તમે ખાઓ પીઓ ને આનંદ કરો. હું તો દંતશેઠને ઘેર જઇશ. પછી વીરચંદની રજા લેઇ તે પોતાના પીતાજીના ઘેર આવ્યો, દંતાયે પોતાના પુત્રનું સુંદર મુખ જોઇ દેવને વધામણાં દીધાં અને પુત્રને અમુલ્ય આભુષણ પેહેરાવી દીધાં કે જેથી તેનું રાજરૂપ થઇ ગયું.

કસ્તુરચંદ ત્યાંથી પોતાની સ્ત્રીને એકલો તેડવા જાયછે ત્યારે દંતાએ કહ્યું કે હે પુત્ર આપણે ગ્રહસ્થ કેહેવાઈએ ને એકલા જઈએ તે સારૂ દેખાય નહીં વળી વાટમાં ઘણાં વીઘ્ન આવી પડશે પણ તેણે પોતાના પીતાજીના કહેવા ઉપર કાંઇ લક્ષ નહીં આપતાં તે એકલો વેહેલ જોડી નીકળ્યો ને ગંધાવતીમાં આવી પહોંચ્યો, એટલે ગામમાં વીરચંદને ત્યાં વધાઈ ગઇ કે કસ્તુરશેઠ આવ્યા છે એવું જાણતાંજ આખે રસ્તે ફુલ વેરાવ્યાં તથા વાજીંત્ર વીગેરે વગડાવા માંડ્યાં, વીરચંદશેઠે જાત જાતની રસોઇ કરાવા માંડી ત્યારે કહ્યું કે હું ઘણીવાર અહીં રહેવાનો નથી માટે તાકીદથી કન્યા વળાવો એટલે તેના બાપે સાસરવાસો તાકીદથી કરી કન્યાને વોળાવી. બંને જણ એક વેહેલમાં બેઠાં ને બે ત્રણ ઘડી રાત ગઇ એટલે ત્યાંથી વેહેલ હાંકીને બંને જણે વિચાર કર્યો કે સુર્ય ઉગતાં મોહર આપણે ત્રંબાવટી જવું જોઇએ. એવામાં રસ્તે જતાં જતાં એક વરખડીનું ડાળું તે સ્ત્રીના ડાબા પગે ભરાયું, તેનું નેહુર નીકળી ગયું ત્યારે સ્ત્રી બોલી કે હે સ્વામીનાથ મારૂ નેહુર પડી ગયું માટે વેહેલ ઉભી રાખો ને મને નેહુર લાવી આપો, ત્યારે તેના સ્વામીએ કહ્યું કે અરે સ્ત્રી ઘણી વા-

કટ વાટછે ને રાત અંધારીછે માટે એવા નેહુર તો આપણે ઘેર જો- ઇએ તેટલાં છે; એક નેહુર સારૂ હું કદી નીચે ઉતરીશ નહીં ત્યારે તેણીએ હઠ લીધી ને ગદ ગદ કંઠે થઈ ગઇ ત્યારે કસ્તુરને દયા આ- વવાથી તે નીચે ઉતર્યો અને તે નેહુર લેવા સારૂ ગયો ને વેહેલ ત્યાં આગળ ઉભી રાખી. પેલું નેહુર એક તસ્કરને જડયું તે નેહુર લઇ તસ્કર પેલી વેહેલ જ્યાં ઉભી હતી ત્યાં આવ્યો ને નેહુર તે સ્ત્રીને આપ્યું તે નેહુર જોઇ સ્ત્રી ઘણી ખુશી થઇ પછી પેલો તસ્કર વેહેલ હાંકવા બેઠો. વેહેલ મેવાસા તરફ હાંકી, હાંકતાં હાંકતાં રસ્તામાં સુર્ય ઉગ્યો કે પેલી સ્ત્રીએ તસ્કરને જોયો. ત્યારે એક ભુત જેવો દીઠો, ને તરતજ માથુ કુટવા મંડી ગઈ કે મારો સ્વામી ક્યાં ગયો, આતો કોઇ તસ્કર જણાયછે. એવું જાણી તેણીએ ચોધારે આંસુએ રૂદન કરવા લાગી. થોડીવાર પછી તે સ્ત્રી જરા શાન્ત થઇ તે ચોર પ્રત્યે કહેવા લાગી કે, તને નેહુર કયાંથી જડયુ ને મારો સ્વામી કયાંછે ત્યારે તસ્કરે જવાબ દીધો કે હું પરપંચ કરી આ વેહેલ ઉપર બેઠો ને મારે ઘેર તને લેઈ જઊંછું. તારા સ્વામીની આશા મુકી દઇ મારે ઘેર રહી ખા પી અને મોજ શોખમાં દાહાડા કહાડ. તે વખત તસ્કરને મન તો હરખ છે પણ તે સ્ત્રીને તો ભારે ઉચાટ પેદા થયોછે. એવામાં ત્રંબાવટી નગરીનો રાજા ત્રંબકશેન સીકારે ગયેલો તે ઓચીંતો અહીં આવી પ- હોંચ્યો અને તે સ્ત્રીને જોઈ રાજાનું મન વીભળ થયું, તે સ્ત્રીને જોરજુલમથી રથમાં નાંખી; તે રાજાએ બળદ ઓળખ્યા કે આતો મારા નગરશેઠના બળદ છે જો તેનું પગલું જાણશે તો કોઇ જઈને વાત કરશે. એવા ભયથી પેલા તસ્કરને જીવતો મુકયો. તેને બળદ આપી વદાય કર્યો, સ્ત્રીને ગુપ્ત રાખી રાજા નગરમાં આવ્યો.

કસ્તુરચંદ ફરીને જ્યાં વેહેલ ઉભી હતી ત્યાં આવ્યો પણ ત્યાં વેહેલ કે સ્ત્રી બેમાનું એકે દીઠું નહીં ત્યારે નીસાસો નાંખી કહ્યું કે

અરે દૈવ ! આ શું થયું. મારે હવે શું મોં લઇ ઘેર જવું, કદી જઉ તો તરણાથી પણ હલકો થઉં એમ વીચાર કરી પોતે કાશીએ ગયો ને વીચાર્યું કે હવે જીવવું ફોકટછે. એવું જાણી કરવત મુકાવાનો નીશ્ચય કર્યો. પેલા તસ્કરને મન પણ વૈરાગ આવ્યો કે હવે જીવવું નકામું છે. તેથી તેણે પેલા બળદ પોતાની સ્ત્રીને સોંપી તે પણ કાશીએ ગયો ત્યાં લાખા સુદ્ધાં ત્રણ જણ થયા. અહીઆં રાજા હીરાજડીત્ર સણગાર લેઈ ભદ્રાની પાસે આવ્યો ને કહ્યું કે આ શણગાર પેહેરો, હું તમને પટરાણી કરી રાખીશ ત્યારે ભદ્રા બોલી કે મારે ખટ માસની બાધા છે માટે બાધા પુરી થયે વસ્ત્ર અલંકાર ધારણ કરીશ જો તમે જોરજુલમ કરશો તો છેવટે મારે આપઘાત કરી મરવું પડશે. અને એમાં કાંઇ સારૂં થશે નહીં. વ્રત પુરૂં થયેજ જે તમે કહેશો તે હું કબુલ કરીશ. આવું સાંભળી રાજાએ તેને સો દાશીઓ સોંપી, તેણીના ઉપર સખત બંદોબસ્ત રાખ્યો ને દાસીઓને હુકમ આપ્યો કે એને એક ઘડી પણ સુની મુકશો નહી.

એક દીવસ ભદ્રાએ રાજાને કહાવ્યું કે મારૂ વ્રત પુરૂ થયું છે તેથી શીવપુજન કરી પછી રાજાનો સંગ કરીશ આ વાત રાજાને ઘણી પસંદ પડી તેથી પુજાની સામગ્રી વીગેરે રાજાએ મંગાવી આપી અને તેણીની સાથે ડાહી દાસીઓ મોકલી અને કહ્યું કે રખે એ સ્ત્રીને તમે સુની મુકતાં, જો એક પલક પણ સુની મુકશો તો તમારૂ શીર છેદી નાંખીશ એવું કહી રાજા મેહેલમાં ગયો. તે સ્ત્રી રથમાં બેસી શીવપુજન કરવા સારૂ જ્યાં દંતશેઠનું દેરૂછે ત્યાં આવી પછી દાસીઓને કહ્યું કે તમે બધાં બહાર બેસો એમ કહી દરેક દાસીને પાંચ પાંચ મોહોર આપી તે દેરામાં ગઇ ને બારણાં અટકાવી પોતે શ્રી જુગતઅંબાની સ્તુતી કરી રહી એટલે તેણીને કસ્તુરનું કહેલું યાદ આવ્યું ને મન સાથે વિચાર કર્યો કે જીવંતા નર ભદ્રા પામશે. માટે

જીવ શા સારૂ તજું માહરા દોહલા દીવસ તો કાલ જતા રહેશે એમ વીચારી જળાધારી લીંગ સાથે જમણી તરફ ફેરવી કે સધળું નીકળી આવ્યું પછી સળંગમાં પયાણ કરી પેલું લીંગ જેમ હતુ તેમ મુકી ડાબો ફેર ફેરવ્યો કે પાછું હતું તેમ સજડ થઇ ગયુ. ને રમઝમ કરતી પોતાના સાસરાના મેહેલ મધે આવી પહોચી. એવામાં દંતોશેઠ ભોજન કરતો હતો અને દંતાની વહુ પવન નાખતી હતી તેવામાં આ લક્ષ્મીવત જેવી સ્ત્રી જોઈ અચંબો પામ્યો અને શેઠ કહેવા લાગ્યો કે અરે દેવી તું કોણ છું. અને આટલે દીવસે કયાંથી દેખાવ દીધો ત્યારે તે સ્ત્રીએ કરજોડી કહ્યું કે મારૂ નામ ભદ્રા છે તે સૌ જાણે છે. હું દંતકુવરની વહુ છું ત્યારે દંતશેઠે કહ્યું કે મારો કુંવર તો ગુપ્ત જાત્રા કરવા ગયોછે પણ વહુજી તમે ઘેર પધાર્યાં તે બહુ સારૂ કર્યું એમ કહી તેણીને મોતીથી વધાવી લીધી ને તેણીને ત્યાં રાખી.

રાજા ત્રંબકશેન ઘેર વાટ જુવેછે કે રાણી કેમ ઘેર આવી નહીં, પછી રાજા છડી અસ્વારીએ તે દેરે ગયો ને દાસી પ્રત્યે કેહેવા લાગ્યો કે તારી અંકલ કયાં ગઈ જે મારી રાણીને સુની મુકી એમ કહી પોતે કમાડ ઉધાડી દેરામાં પેઠો તો કોઇ માનવજાત અંદર દીઠું નહીં અને તે દેરાની સળંગ ગુપ્ત હતી તેથી કોઇ જાણતું નહોતું પછી તેણે આમ તેમ તે સ્ત્રીની શોધ કરી પણ કાંઇ માલમ પડી નહીં. ત્યારે તે રાજા નીરાશ થઇ રોવા લાગ્યો કે અરે દેવ! આ શું થયું. જે સ્ત્રીને કોણ લઈ ગયું; અહી તો પવન પ્રવેશ થવાની જગ્યા નથી. જેમ જેમ સ્ત્રી યાદ આવેછે તેગ તેમ અંગમાં આગ લાગેછે. વળી કહેવા લાગ્યો કે સ્ત્રીને માહાદેવ ગળી ગયા કે જેણે બીલડીને મુકી નહી તે આવી સુંદર સ્ત્રીને કેમ મુકે? વળી રહી રહીને એમ વીચાર કરેછે કે અંતરીક્ષથી દેવ તો નહી લેઇ ગયા હોય એમ વીચારી પોતે ધણુજ રૂદન કરી મન સાથે વીચાર કર્યો કે હવે તો

પેટ પાળી મારી મરી જઉંતો સારૂં હવે કાંઇ સુઝતું નથી. છેવટે પોતાનું રાજપાટ પોતાના પુત્રને સોંપી કાશીએ ગયો ને ત્યાં ચારે જણ એકઠા થયા ને કરવત મુકાવા સારૂ ગયા, પણ જ્યારે સાચું પાપ પ્રકાશ કરેછે ત્યારે કરવતીઓ કરવત મુકેછે પણ ચારેમાંથી કોઇ સાચું બોલતા નથી ત્યારે કરવતીઆએ કહ્યું કે જલદીથી સાચું બોલો કારણ જે હું ખોટી થઉંછું ને સાચું ના બોલોતો પાછા તમારે મંદીર જાઓ.

દોહરો.

લાખો કહે કહું લખવરાં, દુઃખની માથે મોટ;
એક નારીને કારણે, ખોઈ પાંચ લાખેણી પોઠ. ૧
મળ્યો એક ડાહો દુબળી, મળી નમેરી નાર;
પુખ ખાધા વિના કર બળ્યા, હોડે બેઠો હાર. ૨
માટે કરવત લીજીએ, દેહે દુઃખેથી દેઉ;
ગરથ પાંચ લાખ પોઠી તણો, તે નારીને લેઉ. ૩
તસ્કર તે વેળા કહે, માનની એક અમરાત;
નેહુર જડયું મુજને ત્યાંહાં, વારૂ કહું એક વાત. ૪
તે મેં દીઠી એકલી, આપ્યું નેહુર મેં હાથ;
અજાણ્યો નવ ઓળખ્યો, શાગા તેડી સાથ. ૫
વેહેલ લઇ વાટે જતાં, ઉગ્યો આપે સુર;
ચંદ્રવદની ચતુરા ચતુર, નારાયણનું નુર. ૬
હરખીને હું નીરખ્યો, જાણ્યું ભરીયું ભાગ્ય;
કરમ હીણુ છાજ્યું નહી, પછી ઉઠી આગ. ૭
નરપત નગર ત્રંબાવટી, મળ્યો ઉગમતે દીશ;
નારી લેઈ તે ગયો, હુ રહ્યો કુટી શીશ. ૮
નેહુર ગયું જુવતી ગઇ, આવ્યો તેણે આજ;

કરવત મુકો કોટપર, કામની કેરે કાજ. ૯
રાજા બોલ્યો રીઝમાં, તે વનીતાને વરત;
માનની ગઈ દેરા વિષે, ત્યાંથી ગઇ તે તરત. ૧૦
પ્રભાતે લીધી હતી, તસ્કર કેરી તોલ;
તેણે વરત કેરો કર્યો ■ાયદો, મેં માન્યો સાચો બોલ. ૧૧
તેનું મુખ દીઠું નહીં, ભાગી નહી જે ભુખ;
ખટ માસ રહી તે કામની, શામા પામી સુખ. ૧૨
શામા કહે શીવ પુજીએ, પ્રીત ધરીને પેર;
પછી રાણી થઈને હુ રહું, ભુપ તાહરે ઘેર. ૧૩
પુજા કરવા ગઈ ભામની, દંત કુંવર દેરા માંય;
ઉઘડાવી ખાંતે કરી, અદ્રષ્ટ થઇ તે ત્યાંહ. ૧૪
અચરત એ તો અતી ઘણું, કયાં ગઇ નીરમળ નાર;
માટે કરવત લીજીએ, આવ્યોછું આ ઠાર. ૧૫
સમજ્યો કસ્તુર દલડા વિશે, અંતઃકરણ થઈ આશ;
જીવતો નર ભદ્રા પામશે, ભામની પોતી વાસ. ૧૬

કસ્તુરચંદ કહેવા લાગ્યો કે હે લાખા મારૂ નામ કસ્તુરચંદ છે, ને દુબળી પારેખ તે હું થયો હતો. હું આ ચરીત્ર જોવા આવ્યો હતો, તારાં સાટાં મેં કર્યા ને હું દુબળી ને તું લાખો આપણે બંને જણ ઓળખીતા મળ્યા ને મનના સંતાપ હતા તે ટળી ગયા ત્યારે લાખાએ કહ્યું કે જે ભદ્રા તારી સ્ત્રી તે મારી માની જણી બેનછે એમ કહી કસ્તુર પાસેથી માફી માગી. પછી કસ્તુરે તસ્કરની સાથે સુભ વચન બોલીને બે નેહુર આપ્યાં ત્યારે તસ્કરે કહ્યું હું તમારો રાંકછું. ને મારો ગુનો ક્ષમા કરો. પછી ત્રંબાવટીનો રાજા કસ્તુરને પગે લાગ્યો ને કહ્યું જે નારી કસ્તુરને વળી તે મારી દીકરી છે. એમ કહી ક્ષમા માગી ત્યાં સઘળાએ કાશીમાં બહુ પુન્યદાન કરી ચારે જણ પાછા

કસ્તુરને ઘેર આવ્યા ને રાજાને ઘેર જાણુ થઇ કે નીશાન ગડગડવા લાગ્યાં ને કસ્તુરને ઘેર ચારે જણ એકઠા રમત રમેછે. ને ભદ્રા નારી રાંધે છે તે ચારે જણા ભેગા બેશી જમેછે. પછી સઘળાને વદાયગીરી આપતી વખતે લાખાને પાંચલાખ પોઠના દામ આપી ખુશી કર્યો. અને તસ્કરને એ નેહુર જેટલો માલ આપી ખુશી કર્યો ને સઘળાને વદાયગીરી આપી.

કસ્તુરચંદ પોતાના મણીજડીત્ર મેહેલ કે જેની આગળ ઇંદ્રાસન પણ લય પામે તેવા મેહેલની નવમી મેડીએ પોતાની સ્ત્રી સાથે લેહેર કરેછે ને રોજ આનંદમાં દીવસ ગુજારેછે, પોતે બંને જણ ભોજન તથા શયન ત્યાંજ કરેછે ને કોઇ દીવસ નીચે ઉતરતાંજ નથી એમ કરતાં કરતાં બાર વરસ વીતી ગયાં એવામાં એક સુભ પરવનો દીવસ આવ્યો તે દહાડે સહુ નરનારી ગંગાતીરે સ્નાન કરવા સારૂ જાય છે તેવામાં દંતાની સ્ત્રી રથમાં બેસી સ્નાન કરવા સારૂ જાયછે ત્યાં રસ્તે ચાલતાં બીજી સ્ત્રીઓ માંહોમાંહે વાતો કરેછે કે મારી વહુ રાંધી મુકશે, કોઇ કહે મારી વહુ ખાંડેછે, કોઇ કહે દળેછે, કોઈ કહે પગ ચાંપેછે, કોઇ કહે પગે લાગેછે એવી રીતની વાતો ચાલેછે. તે સાંભળી દંતાની સ્ત્રીની આંખમાંથી આંસુ નીકળવા લાગ્યાં ને નીસાસો નાખી બોલી કે અરે દૈવ! મારી આશા પુરી થઈ નહીં એમ વીચારી ઘણું રૂદન કરવા લાગી ત્યારે સઘળી સ્ત્રીઓ બોલી કે તમારે શું દુઃખ છે માટે રૂદન કરોછો તમારે ઘેર અલખત પૈસો તથા દાશીઓ છે ને આવી. વાતો તો અમારા જેવા ગરીબની છે, ત્યારે શેઠાણી બોલી કે સાંભળો બેનો જે દીવસે મારી વહુ આવી હતી તે દહાડે મેં મારા પુત્રનું મુખ જોયું હતું તે પછી દીઠું નથી કોણુ જાણે શાં કામણ કર્યા, પેહેલાં તો નીત્ય સવારમાં ઉઠી પગે લાગતો ને માજી કહી ખાવા માગતો ને હેત પ્રીતથી લાડ કરતો તે જોઈ તેના પીતાજી ઘણા

ખુશી થતા ને તન દેખી આંખો ઠરતી, મારૂ મન ખુશી રહેતું. તેવા મારા સુગ્ન છોકરાને વહુએ વસ કરી લીધો ને સઘળુ ભાન ભુલાવી દીધું તેથી હું મારા પુત્રને દેખતી નથી તેના કરતાં મારે શું અધીક દુઃખ છે. તે વખત સરવે સ્ત્રીઓ શેઠાણીનું કહેવું સાંભળી રહીયો ને છોકરાં તો બેશુદ્ધ થઇ ગયાં ને કહેવા લાગ્યાં કે આતો આડો આંક એમ કહી બોલ્યાં કે એતો તમારી વહુનોજ વાંકછે. તે બધુ શેઠાણીની સાથે ભદ્રાની દાશી હતી તેણે સાંભળ્યું ને ઘેર આવી ભદ્રા પ્રત્યે સઘળી વાત કહી સંભળાવી એટલે ભદ્રા પોતાના સ્વામી પ્રત્યે કહેવા લાગી કે આ વખત તમે મેડેથી હેઠે ઉતરોને તમારાં માત પીતાજીને સંતોખી આપ ઉપર આવજો. કાંઇ વેહેપાર રોજગારમાં ચીત ઘાલો હજુ તો તમે તમારા પીતાજીનું રળેલું અન્ન ખાઓછો. રૂડા નરને તો એવું ઘટે નહી ને વેહેપાર વિના પુરૂષનું માન ઘટેછે આવું સાંભળી કસ્તુર તે વખત જ્યાં તેનાં માતપીતા બેઠાં છે ત્યાં આગળ તાકીદથી આવ્યો અને કહેવા લાગ્યો કે પીતાજી કાંઈ આજ્ઞા કરો ને જે કામ ફરમાવો તે કરવા તતપરછું ત્યારે પીતાજીએ કહ્યું કે હજુ તમે લાડકવાયાછો ને તમારા કરમમાં બેઠાં ખાવા લખ્યું છે તે ખાઇ સુખી થાઓ પણ જ્યારે અમે તમારા જેટલી ઉમરના હતા ત્યારે મોટાં કામ કરી વીશ કોટી દામ એકઠો કર્યો હતો માટે મેહેનત કર્યાથી પૈસો મળે છે, બેસી રહેવાથી કાંઈ કામ સરતું નથી. પછી કસ્તુરે કેટલાક ખાસ વાણોતર રાખ્યા ને વીશ વાહાણ લીધાં તેમાં જાતજાતનો માલ ભર્યો, વીદેશ જવાનો સઘળો સામાન સજી પોતે પોતાની સ્ત્રી ભદ્રા પાસે ગયો ને તેણીની પ્રત્યે કહેવા લાગ્યો કે મારા આવ્યા શીવાય અહીંથી નીચે ઉતરશો નહીં, અહીંને અહી ખાઇ પી આનંદ કરજો, તમે ચતુર છો માટે આટલી શીખામણ દઉછું. હું વેહેપાર સારૂ દૂર દેશાવર જઉછું, તે વાત

ભદ્રાએ માથે ચડાવી કહ્યું ભલે પધારો, ત્યાંથી પોતે નીચે જ્યાં પોતાના માતપીતા બેઠાછે ત્યાં આવી કરજોડી ઉભો રહ્યો. એટલે માબાપ કહેવા લાગ્યાં કે તારા વીના જીવ કયાં ઠારીએ પણ લાચાર છીએ જે વેપાર અર્થે તને કેમ રોકીએ પણ પ્યારાપુત્ર જેમ બને તેમ તાકીદથી વેહેલા આવજે. આ સઘળી દોલત તમારી છે.

કસ્તુરે શુભ શુકન જોઇ વાહાણ હંકાર્યાં ને રસ્તામાં જતાં જતાં ઘણાં બંદર જોતા જાયછે એમ કરતાં કરતાં ઘણા દીવસ વીતી ગયા ત્યારે એક બેટમાં વાહણ છીવાર્યાં, વાહાણમાંથી સઘળા માણસો ભોજનસારૂ નીચે ઉતર્યા એવામાં એક કઉતક થયું કે તે દીવસે સરદપુનમની રાત હતી, પછી ભોજન કરી સઘળા નીંદ્રાવશ થયા, દોઢ પોહોર રાત વીતી ને પેલો શેઠ દીવાની પાસે એકાંતે બેશી પોતાનું નામું લખનો હતો. તેનું એકાગ્રહ ચીત નામુ લખવામાં લાગ્યુ હતું, તેવામાં તે વાહણના શઢ ઉપર એક હંશ તથા હંશણી આવીને બેઠાં, હંશણી તે બેટમાં ચારો ચરવા ગઇ હતી તેથી ઘણી થાકી ગઇ હતી, ને ઉડવાની જરા પણ શક્તી નોહોતી, તેથી હંસણી હંસ પ્રત્યે કહેવા લાગી કે હું ઘણીજ થાકી ગઈછું માટે અહીં વધારે વાર વિશ્રામ લેઇયે તો બહુ સારૂ ત્યાં બંને જણ નીરાંતે બેઠાં ને હંસણીએ હંશ પ્રત્યે કહ્યું કે હે પ્રાણનાથ આજે સરદપુનમની રાતછે ને દરીઆની લેહેર સારી આવેછે. માટે કાંઇ વાત કહોતો બહુ સારૂ ત્યારે હંશ કેહેવા લાગ્યો કે આજની રાત્રીનો મહીમા ઘણોજ મોટો છે કે કોઇ નરનારી આજ રાત્રીએ ઘણા હેતથી જો સંભોગ કરે ને તે વીર્યથી જો સ્ત્રીને ગર્ભ રહેનો તેને મોટો પ્રતાપીક બત્રીશ લક્ષણો પુત્ર અવતરે ને છીંક ખાતાં રત્ન પડે. તે વખત ભદ્રા ત્રંબાવટીમાં છે ત્યાં એક હાથણીના સામુ હાથી જુવેછે તે જોઇ ઘણું આનંદ પામે છે ને અહીં આગળ આ વાત કસ્તુરે સાંભળી નીસાસો નાંખ્યો કે

અરે દૈવ મારી આશા પુરી થઇ નહીં એમ કહી ઘણા જોરથી ત્રણ નીસાસા નાંખ્યા. તે પેલા હંસ હંસણીએ સાંભળ્યા એટલે હંસણી હંસ પ્રત્યે કહેવા લાગી કે આ પુરૂષ કોઇ ભાગ્યવાનછે કે જેને ઘેર અલખત દોલતછે. તેણે શા સારૂ નીશાસા નાંખ્યા તેનું કારણ તમે તેને પુછી જુઓ ત્યારે હંસ બોલ્યો હે ભાઇ તમે શા સારૂં નીશાસા નાંખ્યા તેનું કારણ મને જણાવો ત્યારે શેઠ હશીને બોલ્યો કે તમે જે હંસણી પ્રત્યે વાત કહી. તે સાંભળી મેં નીસાસા નાંખ્યા, પણ આ વખત મારી સ્ત્રી કયાંથી મળે, જે તમારૂ વચન પળે ને ગયો વખત પાછો મળતો નથી, તે દુઃખે હું દાઝુંછું. તમે વાત પુછી માટે તમને કહી ત્યારે હંશ બોલ્યો તમે શા સારૂ ઝુરોછો ને અહીંથી તે નગરી કેટલે દુર છે. ત્યારે કસ્તુર બોલ્યો અમને જળવાટે મુસાફરી કરતાં સાત મહીના થયા એટલો દુર પંથછે ત્યારે હંસણી હંસ પ્રત્યે કહેવા લાગી કે તમે પુછીને સઘળો પાર લીધો માટે તમે તેને તેના ઘેર તેડી જાઓ અને એની સ્ત્રીનો મેળાપ કરી આપો. ને દીવંસ ઉગતાં પેહેલાં પાછા અહીં આવો ત્યારે હંશ ત્યાંથી તતપર થઇ નીચે વાહાણ ઉપર આવ્યો, અને કસ્તુરને કહ્યું ઉઠ આળસ તજી મારી પીઠ ઉપર બેસ ને તારા મનગમતાં કામ કર, પણ તું મારી સાથે પ્રતીજ્ઞા કર કે તારી સ્ત્રીને મળી પલકમાં પાછો આવે ને મને ખોટી કરે નહીં ત્યારે કસ્તુરે કહ્યું કે કબુલ છે. એટલે હંસણી ત્યાં રહી ને હંસ તથા કસ્તુર આકાશ માર્ગે ઉડ્યા. તેઓ ત્રંબાવટીમાં આવી કસ્તુરની અગાશીમાં ઉતર્યા પછી હંસે કસ્તુરને કહ્યું કે તારી સ્ત્રીને મળી તાકીદે પાછો આવ, એટલે કસ્તુર પોતાની સ્ત્રી પાસે ગયો, તેની સ્ત્રી તેને જોઈ વીસમે પામી ને કહ્યું અત્યારે મારા સ્વામીનાથ કયાંથી આવ્યા. પછી કસ્તુર બોલ્યો અરે સ્ત્રી હું સાત માસની વાટે ગયો ત્યાં મને તારો વેહ થયો ત્યારે મેં આ હંશને કહ્યું કે મને મારી સ્ત્રી પાસે લેઈ

જા ત્યારે તેણે મને પોતાની પીઠ ઉપર બેસાડી એક ઘડીમાં અહીં લાવ્યો, ત્યારે સ્ત્રી બોલી ભલે આવ્યા તમને દેખી હું ઘણીજ ખુશી થઈ. પછી ત્યાં નરનારી કામાતુર થયાં એટલે બંને જણે ભોગવીલાસ કર્યો. કે તેની સ્ત્રી બોલી અરે સ્વામીનાથ આજથી મારે પેટ ગર્ભ રહ્યો, માટે હવે તમારાથી જવાશે નહીં ને જશો તો મારે વણ ખુટે પ્રાણ તજવો પડશે, નહીતર તમારાં માતપીતાને મળી તમે તમારે પંથે સધાવો. એમ વાત કરતાં વાર લાગી એટલે હંસે કહ્યું હું ખોટી થઉછું જો તારે આવવું હોય તો ચાલ ને ગમે તો અહી રહે ત્યારે તે વખત ત્યાં દશ બાર દાશી હતી તેમની સાક્ષી રાખી તોપણ તે સ્ત્રી હઠ મુકતી નથી ને કહે છે જે મને સાથે તેડી જાઓ એટલે પેલો હંસ જ્યાં સ્ત્રીઓ વાતો કરતી હતી ત્યાં આવી બજે મોતી હાથમાં આપ્યાં કે તે સ્ત્રીઓ મોતી દીવે જોવા ગઈઓ એટલે તરતજ કસ્તુરને લેઈ હંસ આકાશ માર્ગે ઉડી ગયો તેઓ જ્યાં પાંચ ઘડી રાત રહી એટલે ત્યાં જઇ પહોંચ્યા ને કસ્તુરને ક્ષેમકુશળ વાહાણમાં મુક્યો ને પ્રણામ કરી હંસ ગયો. એમ કરતાં પ્રાતુસકાળ થયો કે કસ્તુર નચીંત થયો. સવારમાં સઢ ઉપર વાયસ આવી બેઠો ને બોલવા લાગ્યો કે હે વાણીઆ જે જાવે જાય તે નર રળ્યા સીવાય પાછો આવતો નથી ને જાવાનું રળેલું પરીયાંનાં પરીયાં ખાય એવી જાવાની કમાઇ છે, તે સાંભળી કસ્તુરે જાવા તરફ વાહાણ હંકાર્યાં.

ત્રંબાવટીમાં જે કસ્તુરની સ્ત્રીને ગર્ભ રહ્યો છે. તેનું તેજ દીવસે દીવસે વધતું જાય છે ને પાંચ માસ થયા એટલે તેની નણંદ તેની પાસે આવી, તેણે પોતાની ભોજાઈને ગર્ભ રહેલો જોઈ તે બોલી, વાહ! ભાભી તમેતો ભલું કર્યું, આવાં લક્ષણ તો મેં આજ જાણ્યાં તમે તો બાપના બોહોતેરે બોળ્યા ને દંતાના કુળને લાજ લગાડી વળી કહેવા લાગી કે ભાઈ તો ભાવથી પરણ્યા ને ઘાવ લખી

પુરો કરાવી ઊંચા કુળની હુંશીઆર ભાભી લાવ્યા. તે આ એમની હુંસીઆરી જણાવી ને ભદ્રાને વારંવાર કહેછે જે શાબાશ તેં બહુ સારૂ કર્યુ ને ઘરમાં રહી ગર્ભ વધાર્યો. ભાઇને ગયાને તો વરસ વીતી ગયું. તમે સસરા આગળ શું કહેશો માબાપને શું મુખ દેખાડશો, તમે ઘાવ પુરો કર્યો તેથી આ પતીવૃત પાળ્યું હશે. હવે તો નવખંડમાં કુલટા કહેવાશો ને પડદે રહી નકાંમાં ફુલોછો ત્યારે તે સ્ત્રી કહેવા લાગી કે અરે નણંદલ તમે પ્રીત કરી સાંભળો ને આ દાસીઓને પુછી જુઓ કે તમારા ભાઈ હંસે ચડીને પ્રીતથી મારી પાસે આવ્યા હતા કે નહી ત્યારે સઘળી દાસીઓએ સાક્ષી પુરી એટલે તેને દાવાદળ દુઃખ પ્રગટ્યું ને કહ્યું કે તારી મા માનશે. એમ કહી મુખ મરડયું ને કહ્યું કે ભાભી તમે શું જીવોછો તેના કરતાં મરવું ભલું છે, ને જરા પણ મનમાં લાજ નથી આણતાં એમ કેટલીકવાર નીંદા કરી નણંદી નીચે ગઈ ને પોતાની માતાને કહેવા લાગી કે તમારી વહુએ તો માળીઆમાં રહી ગર્ભ વધાર્યો છે, તે હું નજરેં જોઈ આવી. ને ભાભી તો છેક નીકળી ગઇ એવું સાંભળી સાસુ સસરો તેને ફટ ફટ કરે છે. ને કહ્યું જે આ વાત છાની રાખો કારણ કે દરબારમાં જાણશે તો પૈસાટકા સરવે લુટી લેશે. ને શીક્ષા કરશે માટે તે સ્ત્રીને તેને પીયર કાઢી મુકો નકામી કુથલી કરવી સારી નહીં એનું કર્યુ એ ભોગવશે એમ કહી તેણીનાં વસ્ત્ર આભુષણ ઉતારી લઈ એક જીરણ વસ્ત્ર પેહેરાવી તેણીને પીયર કાઢી મુકી. ત્યારે ભદ્રાએ પોતાના પીયરમાં જઈ પોતાની અથ ઇતી કહી સંભળાવી તે તેના માબાપે સાંભળી. પછી તેની માએ કહ્યું કે જ્યારે મારે પેટ ગર્ભ રહ્યો ત્યારે કયાં ગળી ગયો નહીં ને તેં મારૂ કુળ બોળ્યું પછી માબાપે મન સાથે વિચાર કર્યો કે જો આ છોડીને ઘરમાં રાખીશું તો રાજા દંડશે, ને નાતબાહાર કાઢી મુકશે, વેહેપાર

અંધ થશે; સગાં વાહાલાંમાંથી ઇજત જશે, લોક કલંક દેખાડી મે-
હેણાં દેશે; ને નીચ કહી પાણી પણ પીશે નહી એવું વીચારી પો-
તાની છોડીને કહ્યું કે અમારે તારો ખપ નથી જા તારૂં કાળું કર
એમ નીચ વચન કહેવા લાગ્યાં ત્યાં તે સ્ત્રી પોતાની માતા પ્રત્યે
દીન વચનથી લાજ મુકી બોલવા લાગી હે માતાજી મારો બીલકુલ
વાંક નથી, મારો સ્વામી હંસે ચડી આવ્યો તે નક્કી છે. તેણે દશ
દાસીની સાક્ષી મુકી છે ને કસ્તુરશેઠના પેટનો ગર્ભ રહ્યો છે. તે તું
નક્કી જાણજે ત્યારે તેની માએ મોં મચકોડી કહ્યું કે તું જુઠું બોલે
છે જીવ બચાવવા સારૂ ગમે તેમ બાનાં બતાવે છે. પણ જુઠું તે
કેટલું મનાય જેમ આટામાં લુણ સમાય તેટલું હોય તો મનાય પણ
વાદળ જેવડું જુઠું બોલે છે તે કોણ સાચું માનનાર છે એમ કહી
મન સાથે વીચાર કર્યો કે સ્ત્રી હત્યા લેવી નહીં એવું આપણા શા-
સ્ત્રમાં કહે છે માટે એને માર્યા શીવાય વનમાં મુકી આવ્યા, સાથે
કાંઈ વસ્ત્ર સરખુ પણ આપ્યું નહી. ત્યાં વનમાં ભદ્રા એકલી રહી
રૂદન કરે છે. ને ઈશ્વરની સ્તુતી કરવા લાગી હે દીનાનાથ હું નીર-
અપરાધીછું ને સાચે શ્રી સુર્જની શાક્ષી છે મને દાવાદળ દુઃખ પડયું
ને તારા વીના મને કોણ સાહાય કરનાર છે, મારી લાજનો રાખનાર
તું છે. એવી સ્તુતી કરી રહ્યા પછી મનમાં ધીરજ રાખી પાસેના
સરોવરમાંથી પાણી પીધું અને ત્યાં એક ગુલરાંનું ઝાડ હતું તે ઉપર
ચડી બેઠી. તે ઝાડ ઉપરથી રોજ પાકાં ગુલરાં વીણી ખાય છે.
ને સરોવરમાંથી પાણી પી પોતાના દહાડા નીરગમન કરેછે. અંધારી
રાતે તે ઝાડ તળે થઇ વાઘ વરૂ વીગરે જાય છે, તેમના ઘોંઘાટથી તે
સ્ત્રી ઘણી બીહે છે, ને કહેછે જે મખમલના બીછાને બેસનારી તેને
આવા ઘોર વગડામાં ઝાડ ઉપર રહી નીરગમન કરવું પડે છે. એમ
વિચારી હમેશાં નીસાસા નાંખે છે. એમ કરતાં કરતાં એક માસ

વીત્યો ત્યારે ત્યાં એક લાખોવણઝારો ઘણી અનગળ માલની પોઠો લેઈ આવી તે સરોવર કાંઠે પડાવ નાંખ્યો. ત્યારે તે સ્રી ગુલરાંના ઝાડ ઉપર ભુખી તરસી બે દીવસ સુધી બેસી રહી. એવામાં લાખાને છીંક આવવાથી ઊંચુ જોયું કે તરત તે સ્રી તેની નજરે પડી, ને કહેવા લાગ્યો કે તું ડાકણ, સાકણ કે સીકોતરીછું એમ કહી તેણીના સામુ તીર ચડાવી ઉભો રહ્યો, ને કહ્યું અરે રંડા તું નીચે ઉતર નહી તો આ તીર મારી તારો પ્રાણ ત્યાગ કરૂંછું. જેવો તે તીર મારવા જાય છે કે તે સ્રી બોલી હે લાખાભાઇ તું મને માર નહીં ત્યારે લાખો બોલ્યો કે હે રંડા તું કીયા દાહાડાની મારી બેન થાય છે ત્યારે સ્રી બોલી હું વીરચંદની દીકરી ને દંતકુંવરની વહુ થઉછું. મારૂ નામ ભદ્રા છે, મને ઘણું દુઃખ પડવાથી આ ઠેકાણે આવી રહીછું એવું સાંભળી ભલે ભલે માતાજી એમ કહી તેણીને રેહેવા એક સુંદર જગ્યા આપી ને ખાવા સારૂ અમરત જેવા મેવા આપ્યા, વસ્ત્ર અલંકાર આપી તેણીને સુખી કરી કહ્યું જે આ સઘળી સમરથ તમારી છે. તમે અહીઆં ખાઓ પીઓ ને વણઝારીઓ સાથે રમતાં ફરો, પણ બેહેની તમારે સાસરે ઘણું સુખ છે, પીયરમાં પણ સુખ છે અને શા સારૂ આવા અઘોર વગડામાં વાસ કરી દુઃખ ભોગવોછો તે મને ઘણો અચંબો લાગે છે, તે વાત વીસ્તારી મને કહો. પછી અહી સુખે રહો, ત્યારે તે સ્રીએ કહ્યું કે લાખાભાઇ તે વીસ્તારી કહેતાં મારી જીભ ઉપડતી નથી. પણ ભાઈ મારે માથે ખોટુ આળ ચડાવી મને અઘોરવનમાં મુકી ગયા છે. તેથી આવું દુઃખ વેઠવું પડે છે ને સંક્ષેપમાં સઘળી વાત વીસ્તારીને લાખાને કહી, ત્યાં તે સ્રી હમેશાં વણઝારીઓ સાથે ગમત કરે છે. પણ વણઝારીઓએ મન સાથે વિચાર કર્યો કે આવી રંભા અહીઆં ક્યાંથી આવી, જો તેણીને પુત્ર અવતરશે તો તેનું ઘણું માન વધશે. ને આપણા

મોહોડે બેન બેન કરે છે તે સઘળું ફોકટ સમજવું ને તેને સ્ત્રી કરી પોતાની વાહાલી કરશે. આપણાં નુર ઉતારશે, માટે એને દુર કરીએ તો સારૂ એવો વણઝારીઓએ વીચાર કર્યો. પછી પોઠો ત્યાંથી ઠગપુરપાટણનગર આવી ત્યાં સઘળી જણસો વેચી દામ કરે છે. તે વણઝારાનો સોદો ઘણાજન લેવા જાય છે એવામાં વણઝારીઓ બજારમાં ફરવા નીકળી છે. ફરતી ફરતી એક ગુણકાના ઘર આગળ આવી પોંહોંચીયો. ત્યાં ગુણકાઓ ખુબ ગાન તાન કરે છે તે જોવા વણઝારીઓ ત્યાં ઉભી રહી એટલે ગુણકાઓ કહેવા લાગી કે અહીઆં તો મરદોનાં કામ છે. તમે શું કરવા ઉભાં રહ્યાં છો જો કાંઈ કામ હોય તો કહીદો. રાત રહેવું હોય તો ખુશીથી રહો, ત્યારે વણઝારીઓ બોલી કે અમારી પાસે એક સ્ત્રી છે, તે ઘણી ફુટડી છે. તે તમારા જેવીઓને તો દાશી કરી રાખે તેવી સુંદર છે, જો તે સ્ત્રી તમારે ઘેર હોય તો નાણાંની ટંકશાળ પડે ને ઘેર બેઠે મોટા ભુપતી જેવા આવે ને ઘણા દામ આપે તે સાંભળી ગુણકાઓ કહેવા લાગી કે તેને માગે સ્વામી હશે, માટે તેવી સ્ત્રી અમારા હાથ કયાંથી લાગે, જો તમારે વેચવાની હોય તો અમે ઘણો દામ આપીશું. જો હુંશ હોય તો દેખાડજો ને તેથી તમારૂ કામ થશે.

વણઝારીઓ ગુણકા પ્રત્યે કહેવા લાગી કે અમે કહીએ તેમ કરો તો વગર દામે તમને તે સ્ત્રી મળશે, તેથી કરી અમારા સઘળાનું સાલ જશે, અમારો લાખો જ્યાં દેરો તાણી બેઠો છે ત્યાં તમે સઘળાં નાચ કરવા આવો ને તે સ્ત્રીને ઓળખવાની નીશાની અમે તમને બતાવીએ જેથી તમે તાકીદથી ઓળખશો. તેણીને પેટ સાત માસનો ગર્ભ છે. ને તેનું નામ ભદ્રાછે તે એક ગુલરાના ઝાડ ઉપરથી જડી છે ને નાચ કરતાં તમે તેણીને દેખો કે તરત તેણીનો હાથ ઝાલી વણઝારા સાથે લડવા લાગજો ને કહેજો જે એતો અમારી દાશીછે, તેને

તમે કેમ રાખી છે. એ અમારો ઘણો પૈસો લઇ નાઠી છે. અમે તમને દંડ દઇશું, તમારી સઘળી પોઠો લેઇ લઇશું. ભલું થયું જે આજ અમારા હાથ લાગી ત્યારે ગુણકા પ્રત્યે વણઝારીઓએ કહ્યું કે અમે તે વાતની શાક્ષી પુરીશું એવી પ્રતીજ્ઞા કરી વણઝારીઓ દેરે આવી. ગુણકા સરવે તાશ લઇ ત્યાં નાચ કરવા આવી. ત્યારે લાખાએ દેરામાં જઇ ભદ્રાને કહ્યું જે આ એક મોહોર ગુણકાને જઈ આપો ત્યારે તેણીએ ગુણકાનું દીઠ ઇચ્છી મોહર આપવા બાહાર આવી કે ગુણકાએ તરતજ તેણીનો હાથ ઝાલ્યો ને બુમ પાડી કહ્યું કે ચાલ લાખા તને રાજા પાસે લેઇ જઇએ, તારી સઘળી પોઠો વેચાવીએ કારણ તેં અમારી દાશીને શા સારૂ રાખીછે. તે અમારો ઘણો પૈસો લઈ ગઈ છે ને એક ગુલરાના ઝાડ ઉપર બેઠી હતી. તેણીનો ગર્ભ પણ અમારે ઘેર રહેલો છે માટે તાકીદથી અમને સ્વાધીન કર નહીં તો તને ઘણું દુઃખ દેઈશું ને કહેવા લાગી કે તું તેણીને કહાડી મુક નહી તો તારો સઘળો માલ ખોઇશ ને નકામી અમારી સાથે રાઢ બાંધે છે. આ સઘળી વણઝારીઓ તારી સાખ પુરેછે કે આ વણઝારી ન હોય. સુંદરરૂપ દેખી તે ગોરડીને ઘરમાં ઘાલી મુકીછે. આવું સાંભળી તરતજ તેણીનું ગળું પકડી સરવે જણે બાહાર કાઢી મુકી પછી ગુણકાઓ તેણીને પોતાના ઘેર લેઇ ગઇયો. આવી નક્ષત્ર સરખી સ્ત્રી જોઈ દેવને વધાંમણાં દીધાં. ત્યાં તેણીને માળીઆમાં ઘાલી સરવે ગુણકાઓ પગે લાગે છે ને અમૃત જેવી ચીજો આગળ ધરેછે. ગુણકાઓ તે સ્ત્રીને કહેવા લાગી કે અમે સઘળી તારી દાશીઓ છીએ, તમે અહીંઆં પ્રીતથી ખાઓ પીઓ ને અમુલ્ય શણગાર ધારણ કરો બીજા લોકોને તો વરસમાં એક દીવસ દીવાળી હોયછે ને આપણે તો રોજ દીવાળી છે, નિત્ય નવા શણગાર, નવા પાગરણ, તથા ભરથાર ભોગવો ને સુખચેન કરો. ભદ્રાએ વીચાર્યું કે આજ

સંકટ તો ખુબ આવી પડયું જો ના કહુંછું તો મારૂ મરણ થાય છે એમ વીચારી પોતાનું પતીવ્રત રાખવા સારૂ ઈશ્વરની સ્તુતી કરવા લાગી, સ્તુથી કરી રહ્યા પછી ગુણકાને કહ્યું કે જ્યાં સુધી મારે પેટ ગર્ભ છે ત્યાં સુધી મને એકાંત રહેવા દો પછી તમે જેમ કહેશો તેમ કરીશ ને પૈસા રળી તમારૂ ઘર ભરીઆપીશ. ગુણકાઓ-એ ખુશીથી હા કહ્યું. ત્યાં રહી ભદ્રા પોતાનું પતીવ્રત પાળેછે.

દશ માસ પુરણ થયે ભદ્રાને પેટ પુત્રનો જન્મ થયો તેનું રૂપ જાણે કામદેવને પણ ઝાંખો કરી નાંખે તેવું હતું, તેને જોઇ ભદ્રા ઘણી આનંદ પામી ત્યારે તેણીનું સઘળું દુઃખ વીસરી ગયું. એક વખત પુત્રને સ્નાન કરાવી બારીએ બેઠી છે તેવામાં તે પુત્રના ઉપર સુર્યના કીરણનું તેજ આવવાથી છીંક આવી ને માએ ખમા ખમા કહ્યું એટ-લામાં ખોળામાં બે રત્ન પડયાં તે ઘણાં અમુલ્ય હતાં ત્યાંરે પોતાના સ્વા-મીનું કહેલું ખરૂ પડવાથી ઘણી ખુશી થઈ. એમ કરતાં ચાળીસ દીવસ વીતી ગયા એટલે ગુણકા પ્રત્યે કહ્યું કે હવે તમે તમારો વેહેપાર જારી કરો. તે છોકરો રોજ બે ત્રણ છીંકો ખાયછે ને રત્ન પડેછે તે પોતે પોતાની પાસે રાખે છે એવામાં એક દીવસ ગુણકાએ ભદ્રા પાસે આવીને કહ્યું જે મારો મીત્ર આવ્યોછે તેને તારો ભાવ દેખાડી ખુશી કર હમણાં તારા પુત્રને રમાડવો મુકી દેઇ તેની સાથે ભોગ વી-લાસ કર. ત્યારે ભદ્રા બોલી કે હું તમને એક અમુલ્ય રત્ન આપું છું ને આજે એકાદશીનો દીવસ છે માટે એવું કૃત્ય હું નહી કરૂ. ગુ-ણકા રત્ન લેઇ નીચે આવીને રાત્રીએ દાશીને કહ્યુ જે આ સ્ત્રીનો પુત્ર મારીએ તો આપણું કામ થાય, એવામાં રાત્રીએ ભદ્રા ઘણી નીંદ્રા વશ હોવાથી તેનો પુત્ર ગુપ્ત રીતે લેઇ લીધો ને પોતાની દાશીને આપી કહ્યું, એને એક કુવામાં નાંખી મૃત્યુ પમાડજે, દાશી તે પુત્રને લેઈ અધોરવનમાં ગઈ ત્યાં એક કુવો દીઠો, ત્યાં આવી જોવો પુત્રને

કુવામાં નાંખવા જાય છે તેવીજ દાશીને દયા આવવાથી મન સાથે વિચાર કર્યો કે આ અવતાર તો ગુણકાની દાશીનો ભોગવીએ છીએ ને આવાં કૃત્ય કરી કયાં છુટીશું એમ ધારી તે પુત્રને કુવાના થાળામાં રમતો મુકી પાછી આવી ગુણકાને કહ્યુ જે તમારા કહ્યા મુજબ તે પુત્રને કુવામાં નાંખી આવી છું. ભદ્રા નીંદ્રામાંથી જાગ્રત થઇ આમ તેમ જોવા લાગી ને બોલી અરે દેવ મારો પુત્ર કયાં ગયો તેને કોણ લેઈ ગયું. એમ કહી પોતે રૂદન કરવા લાગી ત્યારે ગુણકાઓ બોલી કે તારા પુત્રને વંતરી લેઇ ગઇ, કોઇ કહે બીલાડી લેઈ ગઇ, કોઇ કહે કુતરૂ લેઇ ગયું એમ અનેક પ્રકારે તેને કહેવા લાગી, આવું સાંભળી તે સ્ત્રી ઘણુંજ દુઃખ પામવા લાગી ને મન સાથે વીચાર કર્યો કે નું-ડામાં શું દુઃખ તો પુત્ર વીજોગનું છે એમ ધારી પોતાનો પ્રાણ ત્યાગ કરવા તૈયાર થઇ પણ મનમાં વીચાર આવ્યો કે જો પ્રાણ તજીશ તો માંથે જે કલંક ચડયું છે તે સાચુ થશે ને મારો સ્વામી તો કાલે આવશે. ને સઘળાં સારાંવાંનાં થશે, જો કદાચ મને મુઈ જાણશે તો તે પોતાનો પ્રાણ તજશે એવો અન્યોઅન્ય પ્રેમ છે. વળી આ ગુણકાઓ કહે છે તે ખરૂં છે કે ખોટું જો મારા પુત્રનો આયુંશ હશે તો કાલે જીવતો આવશે એમ ધારી પોતાના મનનું સમાધાન કર્યું, ત્યાં ગુણકા પ્રત્યે તે સ્ત્રી કહેવા લાગી કે અરે માતાજી હું એક વાત કહું તે સાંભળો. કે એક બીજા પચાસ દીવસ રહ્યાની આશા કરશો નહી જો તમારે પૈસાનુ કામ હોય તો તું માગે એટલો હું તને દામ આપું એમ કહી તેને પાંચ રત્ન આપ્યાં તે એવાં હતાં કે અંધારે અજવાળુ થાય, તેવાં રત્ન જોઇ ગુણકાઓ ઘણી હરખ પામી ને તે સ્ત્રીને ત્યાં સુખે રહેવા દીધી.

પુત્ર જ્યાં કુવાના થાળામાં રમે છે ત્યાં એક રાક્ષસ આવ્યો. જેવો પાણી પીવા જાય છે. તેવોજ થાળામાં પેલા પુત્રને દીઠો

તેના ઉપર પ્રીત કરી પોતાને ઘેર લેઈ ગયો ને એક કામદુરગા ગાય લાવ્યો, તેનું દૂધ પાઈ કુંવરને મોટો કર્યો. તે રાક્ષસ એક સબળસંધનામે રાજાની કુંવરીને લાવ્યો હતો. તે ઘણી સુંદર હતી, તેણીને તે પુત્ર સોંપ્યો. તે સ્ત્રી તે કુંવરનું ખુબ જતન કરે છે ને તેનું નામ વાહાલમાં રત્નસાગર પાડયું અને છોકરો છીંકો ખાય છે ને જે રત્ન પડે છે તે સરવે એકઠાં કરી રાખે છે,

ભદ્રા એક સમે માળીયામાં બેઠી બેઠી સઘળું જુએ છે, તેવામાં તે જરૂખા નીચે એક ભાટ બેઠો હતો તેણે કવિતામાં વીક્રમનાં ચરીત્ર કહ્યાં તે ભદ્રાએ સાંભળ્યાં ને મન સાથે વિચાર કર્યો કે વિક્રમ એવો પરદુઃખભંજન છે તો મને આટલું દાવાદળ દુઃખ છે માટે લાવ એનો તપાસ કરૂં જો ખરૂં હશે તો દુઃખ જશે નહી તો મારો સંદેહ ટળશે. એવામાં એક બ્રાહ્મણ ભીક્ષા માગવા સારૂ ત્યાં આવ્યો ત્યારે ભદ્રાએ કહ્યું અરે બ્રાહ્મણ તને મારા મનનો વીચાર કહું છું પણ પ્રથમ તું એક રત્ન લે એમ કહી તેને એક રત્ન આપ્યું ને બ્રાહ્મણને કહ્યું કે તું ઉજ્જેની નગરી જઇ આ કાગળ વીક્રમરાજાને આપજે. જો તું કાંઈ કપટ રાખે તો તને શ્રીરામજીની આણ છે, જો માહારો કાગળ પહોંચશે તો હું તારો ઘણો ઉપકાર માનીશ. જ્યારે આ કાગળનો ઉત્તર લેઇ પાછો આવીશ ત્યારે તને એક બીજું રત્ન આપીશ. બ્રાહ્મણ નમસ્કાર કરી ઉજ્જેની તરફ ચાલી નીકળ્યો. તે બ્રાહ્મણ રાત કે દીવસ જોતો નથી ને ચાલ ચાલ કરે છે એમ કરતાં કરતાં પંદર દીવસે ઉજ્જેની જઇ પહોંચ્યો.

વીક્રમરાજા જ્યાં સભા ભરી બેઠો છે ત્યાં જઇ પ્રદક્ષણા કરી રાજાને પગે લાગ્યો કે રાજાએ તેને બેસવા સુંદર જગા આપીને પુછ્યું તમે કયાંથી આવ્યા, કયાં રહો છો, અને શા કામે આવ્યા છો ત્યારે તે બ્રાહ્મણે છેડેથી પેલો પત્ર છોડી રાજાને આપ્યો ને બોલ્યો

શું કામ છે તે હું જાણતો નથી હું તો ફક્ત આ પત્ર આપવા આવ્યો છું. વીક્રમરાજાએ કાગળ વાંચ્યો કે ચોધારે આંસુ વહેવા લાગ્યાં ને સરવે સભાજનોને કહ્યું કે જે આ કાગળમાં લખ્યું છે તે હું વાંચુછું તે સઘળા જણો એકાગ્રહ ચીત્તે સાંભળો ને જ્યાં રાજાએ કાગળ વાંચી સરવેને સંભળાવ્યો કે સૌ સભાજનની આંખોમાંથી ચોધારે આંસુ વહેવા લાગ્યાં ત્યારે વીક્રમ બોલ્યો કે છેવટે લખ્યું છે કે હે રાજા જો તારાથી કામ થાય તો હા લખજે નહી તો ના લખજે જો ઉતાવળથી તેનો પ્રતીઉત્તર મળશે તો તમારી લાજ રહેશે; નહી તો હું ખચીત મારો પ્રાણ ત્યાગ કરીશ. આવું વાંચી રાજા ઘણું ચમક્યો. તે બ્રાહ્મણને જમાડી એક લાખ મોહોર આપીને એક રથ જોડી આપ્યો ત્યારે બ્રાહ્મણ બોલ્યો હું જે કામે આવ્યો છું તેનો પ્રતીઉત્તર મને લખીઆપો ત્યારે વીક્રમે ઉત્તર લખીઆપી બ્રાહ્મણને વદાય કર્યો.

વીક્રમરાજાને ઘણી ચીન્તા પેઠી છે તેથી ઉતાવળે એક મન વેગી સાંઢ મંગાવી તેના ઉપર સોનેરી સામાન નંખાવી દીધો ને રાજા અન્ન જળ તજી ત્યાંથી ચાલી નીકળ્યો. ત્રીજે દીવસ જ્યાં ઠગપુરપાટણ છે ત્યાં આવી પોહોંચ્યો ને ગુણકાના ઘર આગળ સાંઢ ઉપરથી ઉતરી નીચે બેઠો એવામાં તે ગુણકાએ પેલી સાંઢ દીઠી ને તે લેવાને તેની દાઢ ગળી, મનમાં વીચાર કર્યો જે સાંઢ સાટે જે માગશે તે આપીશ, એમ ધારી રાજાને કહેવા લાગી કે આ સાંઢ મને આપો, તેના બદલામાં તમે જે માગશો તે આપીશ. તે સાંભળી રાજાએ કહ્યું કે જે સ્ત્રીને તારે ઘેર દાસી કરી રાખીછે તે મને આપ એવું સાંભળી હાથમાં દીવો લેઈ રાજાને જ્યાં દાશીઓ બેઠીછે, ત્યાં લઇ ગઈ પણ પત્રમાં લખવા પ્રમાણેની એકે દીઠી નહીં ત્યારે કહ્યું કે બીજી દાશીઓ કયાંછે તે મને દેખાડ પછી જ્યાં ભદ્રા બેઠીછે ત્યાં રાજાને લેઇ ગઇ તેને જોઇ રાજાએ મન સાથે વિ-

ચાર કર્યો કે આ ગુણકાની જાત નથી માટે જેણે મને કાગળ લખ્યો હતો તે આજ સ્ત્રી હશે, એવું જાણી તે ગુણકા પ્રત્યે બોલ્યો અરે આ સ્ત્રીની કીમત કહી દે, જે તું માગીશ તે હું ખુશી થઇ તને આપીશ એમ કહી વીક્રમે મનમાં વીચાર કરી ગુણકાને કહ્યું કે હું તારા મંદીરમાં સાત દીવસ રેહેવા આવ્યું ને જે તારામાં વીદ્યા છે, તે મને શીખવ. ત્યારે ગુણકાએ રાજા પ્રત્યે કહ્યું કે મારે તારી સાથે હારજીતની હોડ કરી સોગટાં બાજી રમવાનો વીચાર છે, ને કહ્યું કે બાજી રમતી વખતે એક બીલાડી છે તેના માથા ઉપર દીવો મૂકી આપણે રમવા બેશીએ ને જો દીવો પડી જાય તો તું કહે તે હોડ આપું, જો દીવો ના પડે તો તારી સાંઢ લેઈ લેઉ એમ નક્કી કરી બંને જણ બાજી રમવા બેઠાં ને ત્યાં કેટલાક સાક્ષી બેસાડ્યા. લોક માંહોમાંહે વાતો કરવા લાગ્યા કે રાજા હમણાં હારશે ને સાંઢ ખોઈને જશે, એવું સાંભળી રાજાએ વીચાર કર્યો કે કાંઇ ચરીત્ર કરીયે તો આપણું નામ રહે એમ ધારી પોતે વૈતાળનું સમરણ કર્યું કે તરત વૈતાળે આવી બીલાડી શીવાય કોઇ દેખે નહીં એવી રીતે કૂતરાનું રૂપ ધારણ કરી ક્રોધમાં જેવો બીલાડી તરફ દોડવા જાય છે કે દીવો નાખી દેઈ બીલાડી જતી રહી ને અંધારૂ થયું, કે સઘળા લોકો બોલ્યા ગુણકા હારી ને રાજા જીત્યો, રાજાએ ગુણકાને કહ્યું હજું કાંઇ સામર્થ હોય તો બતાવ ત્યારે તે દીનવચનથી બોલી કે હાર હોડમાં તું માગે તે આપું. તમે કોઇ વીરપુરૂષ જણાઓ છો. ને મારૂ નુર તમે ઉતાર્યું. રાજા કહે હું તમને સઘળાને સુળી દઇશ, કારણ કે તમે એક નીરઅપરાધી સ્ત્રીને તમારા ઘરમાં ઘાલી દુઃખ દીધું છે, ત્યારે રાજા પ્રત્યે તેઓએ કહ્યું કે અમે સઘળાં તારાં દાસ છીએ ને એવાં ઘણાંક દીનવચન કહ્યાં ત્યારે રાજાને દયા આવી કહ્યું જો તમે સાચુ કહેશો તો જીવતાં મુકીશ. તમે આ સ્ત્રીને કયાંથી

લાવ્યાં ત્યારે ગુણકાઓએ સઘળી મુળ વાત કહી ને બોલ્યાં અમે એક બહુ અનર્થ કર્યો છે તે એ કે અમે તેના પુત્રને કુવામાં નાંખી મારી નાંખ્યોછે ત્યારે વીક્રમ બોલ્યો કે જેણે તે પુત્રને માર્યો છે તેને મારી આગળ બોલાવ એટલે એક હાથી આવી રાજાને કહ્યું કે મેં એ પુત્રને માર્યો નથી પણ થાળામાં જીવતો મુકી પાછી આવીછું.

વીક્રમરાજા ભદ્રાને સાથે લેઈ સાંઢ ઉપર સ્વારી કરી ઉજેણી તરફ ચાલી નીકળ્યા. રસ્તામાં વીક્રમે ભદ્રાને કહ્યું તું હવે કાંઈ ચીંતા રાખીશ નહીં ને હું તારો માનો જણ્યો ભાઈછું ત્યારે ભદ્રાએ પોતાની કરમકથા વીક્રમને કહી સંભળાવી ને કહ્યું કે મારો કંથ કસ્તુરચંદ મને સાંભળે છે ને મારો રત્નસાગર પુત્ર કે જે છીંક ખાય ને અમુલ્ય રત્ન પડે તે બંનેના વીજોગથી મને ઘણું દુઃખ પડે છે માટે મને કરવતની ચીઠી કરી કાશીએ વોળાવો, ત્યારે રાજાએ કહ્યું હું તારૂ સઘળું દુઃખ ભાગીશ એમ કહી તે સ્ત્રીને સમજાવી શાંત પાડી. વાટે ચાલતાં સામો પેલો ભાટ મળ્યો ત્યાં સાંઢ ઉભી રાખી એક વાત કહી પસલી આપી ત્યાંથી વદાય થયો. આગળ ચાલતાં પેલો બ્રાહ્મણ કે જેને રાજાએ ઘણો પૈસો આપ્યો છે તે લેઇ સામો મળ્યો ત્યાં તે સ્ત્રીએ તેને બે અમુલ્ય રત્ન આપ્યાં તે લેઇ મન સાથે વીચાર કર્યો કે આપણી જનમની ભાવટ ગઇ. પછી વીક્રમ ઉજેની આવ્યો. જ્યાં સ્ત્રીઓનો મેહેલ છે તેમાં ભદ્રાને ઉતારી.

દંતશેઠનો કુંવર જે કસ્તુરચંદ વાહાણે ચડયો છે તે એક બંદર ઉપર ઠરી પોતાનો સઘળો માલ વેચી પાછો પોતાના દેશ તરફ આવવાની તૈયારી કરી. રસ્તામાં આવતાં આવતાં એક ગુલતાન નગર આવ્યું તે નગરમાં એક ગુણકા રેહેતી હતી તે સઘળા વેહેપારી કે જે તેના ગામ આગળ થઇને જાય તે બધાને લુટી લેતી. તેની પાસે એક ભુતનું ઉપાસન હતું કે જેથી જીવતાને મારી નાંખે

ને મરેલાને જીવતુ કરે તે ગુણકાએ કસ્તુરનાં વાહાણ ત્યાં આગળ રોક્યાં ને કહ્યું કે સઘળો માલ આપી પાછા જાઓ ત્યારે કસ્તુર બોલ્યો અરે સ્ત્રી તુ શું માગે છે અને તેના દામ જોઇએ છીએ તે વીસ્તારથી મને કહે ત્યારે ગુણકા બોલી કે સાચાના સામુ જોતી નથી. પણ જે જુઠુ બોલે છે તેનો સઘળો માલ લુટી લેઉછું. એમ કહી ત્યાં આગળ વીશ વરસનું મરેલુ મુડદુ લાવીને મુક્યું પછી સાક્ષી રાખી કહ્યું કે બોલ આ મડદુ જીવતુ છે કે મુએલું જો સાચુ બોલીશ તો સુખેથી ઘેર જઇશ નહીં તો સભા દેખતાં સર્વે માલ લુટી લેવામાં આવશે. કસ્તુર ઘણા વીચારમાં પડયો તેને કાંઇ સુઝતુ નથી છેવટે સરવે જણે વીચાર કરી માંહોમાંહે કેહેવા લાગ્યા કે જો મુએલુ કહીશું તો માલ લુટી લેસે ને જીવતુ કહીશું તો કહેશે એને ઉઠાડી ઘેર મોકલો પછી કસ્તુરને કહ્યું કે જેમતેમ કરી તે આપણા માલ લુટી લેવાની છે, એમાં આપણો ઇલાજ ચાલવાનો નથી ત્યારે છેવટે સર્વે જણે મળી ઠરાવ્યું કે એનો મરેલુ મડદુ છે એને કોઇ પણ જીવતુ કહી શકે નહીં એટલે તરતજ ગુણકાએ તેમાં પ્રવેશ કર્યો કે મડદુ આળસ મરડી બેઠુ થયું ત્યારે તેણીએ કસ્તુરનો સઘળો માલ લુટી લીધો ને એક હોડીમાં બેસાડી તેમને કહાડી મુક્યા. કસ્તુર રસ્તામાં મન સાથે વીચાર કરવા લાગ્યો કે એકે અરથ સર્યો નહીં અને વીચાર્યુ કે જો ઘેર જઈશ તો ઘણો પૈસો છે, સ્ત્રીને પુત્ર અવતર્યો હશે તેની છોકરાનાં ઘણાં રત્ન એકઠાં થયાં હશે તો પછી મારે ધનની શી ખોટ છે એમ ધારી કસ્તુર ત્યાંથી એકલો નીકળી ત્રંબાવટી આવ્યો, ત્યાં ગુપ્ત રીતે નગર ચરચા જોવા નીકળ્યો ને કોઇ જાણે નહી એવી રીતે એક માણસને બોલાવી ઘરના સમાચાર પુછવા લાગ્યો કે અહીઆં દંતશેઠ કરીને કરોડપતી કહેવાય છે તે કુશળ છે કે શી રીતે છે ને કહો અને વેપાર કેવો ચાલે છે; તથા પુત્ર

પરીવાર શાંછે ને ઘરની રીત શી રીતે ચાલે છે, તે વીસ્તારી કહો. તે માણસ કસ્તુરને કહેવા લાગ્યો અરે ભાઇ એમના ઘરની તો કાંઈ વાત પુછવી નહિ. કારણ કે એમને ઘેર તો માહા ઉતપાત વરતી ગયો છે. તેનો એક પુત્ર જેનું નામ કસ્તુરચંદ છે તે પરદેશ ગયો છે. તેની સ્ત્રીએ નીચ કર્મ કર્યું તેથી તેણીને તેના બાપને ઘેર કાઢી મુકી, તેના બાપે એવું કુડું કર્મ જાણી.તેણીને અઘોર વગડામાં મુકી આવ્યા છે. આ વાત ત્રંબકશીન રાજાએ જાણી એટલે દંતશેઠનો સઘળો ભંડાર લુટી લીધો ને તેને ઘેર ભુગળો વાગતી હતી તેને ઠેકાણે તો ભોગળ થઈ ગઇ ને દંતા હતા તે દાતણ થયા. ને તે હમણાંજ સદાવ્રત લેવા ગયા એમ ભીખ માગી પેટ ભરે છે માટે એનું નામ હવે તમે લેશો નહીં તમે પુછ્યું માટે તમને કહી સંભળાવ્યું.

આ સાંભળી કસ્તુરને ઘણી ઝાળ ઉઠી ને વીચાર્યું કે હવે મારે જીવી શું કરવું એવું ધારી પોતે એક કુવામાં પડવા જાય છે કે જીવતા નર ભદ્રા પામશે તે કહેવત યાદ આવ્યું પછી ત્યાંથી પોતે ઉજેની ગયો ને માહાકાળેશ્વર સીવના મંદીરમાં જઈ મરવાનું મન કીધું ત્યાં મધરાતે ખડગ કાહાડી માહાદેવને પોતાનું શીશ અર્પણ કરવા સારૂ પોતાની ડોક ઉપર ખડગ મુકે છે. એવામાં વીક્રમરાજા પુજા કરવા સારૂ તે દેરામાં જાય છે ને તે દુઃખીઆને દેહ પાડતો જોઈ અચંબો પામ્યો ને સમ દઇ બોલ્યો કે તું સીર છેદે તો તને માહાદેવના સમ છે ને માંમાં કહી તેના હાથ ઝાલ્યા. ત્યારે દુઃખીયાએ તેનું રૂપ જોઇ મન સાથે વીચાર્યું કે આ કોઈ મોટો ભુપતી જણાય છે ત્યારે ઓળખતાં માલુમ પડયું કે આતો વીક્રમરાજા છે. વીક્રમ દુઃખીઆને ઘણા હેતથી ભેટયો ને બોલ્યો શા દુઃખે તમે મરોછો જો સાચુ ના બોલો તો તમને આ શીવજીની આણ છે ત્યાં રાજાને એકલો જોઇ તે બોલ્યો હું ત્રંબાવટી રહુછું મારા બાપનું નામ દંતશેઠ ને ધાવ લખેલો પુરો

કરવાથી હું ભદ્રા સાથે પરણ્યો ને માબાપે મેહેણુ દીધુ તેથી હું વેપાર સારૂ વાહાણુ ભરી વીદેશે ગયો ત્યાં એક બેટ ઉપર વાહાણ છીપાવ્યાં તેવામાં એક હંસહંસણી મળ્યાં ને તેમણે સરદ્સ્વાંતીની વાત કહી પછી હું હંસ ઉપર બેસી રાત્રીએ મારી સ્ત્રી પાસે આવ્યો ને સ્ત્રીને રતુદાન આપી પાછો ગયો ને જાવે જઈ માલ વેચ્યો પછી આવતી વખતે એક ગુલતાનનગરમાં ગુણુકા મળી તેણે સઘળો માલ છીનવી લીધો આખરે મેં ત્રબાવટી આવી સઘળી વાત પુછી ત્યારે મારી સ્ત્રીને દેશવટો દીધેલો જાણી તથા મારા પીતાજીનું સઘળુ ખેદાનમેદાન થઇ ગયું જાણી હું અહીં આવ્યો ને વીચાર્યુ કે આ સઘળું વીક્રમ-રાજા કયાંથી આપશે એમ મારી શીવને ભોગ આપવા તૈયાર થયો એ-ટલામાં તમે અહીઆં આવા ચડયા. વીક્રમ બોલ્યો તમે ધીરજરાખો એ સઘળુ થોડા દીવસમાં તમને મેળવી આપીશ એમ કહી તેને સતોષ્યો.

વીક્રમરાજાએ થોડાં વહાણુ તયાર કરી ગુલતાનનગર આગળ ગયો કે ગુણુકાએ સાંભળ્યું એટલે પોતાના રાજાને સંભળાવી જ્યાં વાહાણુ છીપાવ્યાં છે ત્યાં કચેરી કરી રાજા ગુણુકા સાથે બેઠો અને ત્યાં વીક્રમની જોડે હોડ કરી કે જીતશો તો માલ લેઇ સુખે ઘેર જશો ને હારશો તો સઘળો માલ લુટી લેઈશું એવી હોડ કરી પછી ત્યાં એક મડદું લાવી મુક્યું ને કહ્યું. બોલો મડદું જીવતું છે કે મુએલુ પછી વીક્રમે વીચાર્યુ કે આ કોઇ ભુતનું કામ છે ત્યારે તેણે વૈતાળને સં-ભર્યો કે તરત ત્યાં આવી પેલા ભુતને લેઈ જઇ સોધવડે બાંધ્યો પછી વીક્રમ બોલ્યો કે આતો મરેલુ મડદું છે જો તુ તેને જીવતું નહી કરે તો તારા રાજાનો તથા તારો સઘળો માલ લુટી લેઇ તારૂ માથુ છેદી નાંખીશ. પછી ગુણુકાએ ઘણા ઉપાય કર્યા પણ જીવતુ થયું નહી ને લોક સરવે હારી હારી કરવા લાગ્યા ને રાજા સમેત ખુશી

થયા. ને કહ્યું, જે કરે તે ભોગવે ત્યારે વીક્રમે ગુણકાને પકડી બોલ્યો હે રંડા તેં ઘણાને હરાવ્યા. તું કહેતી હોય તો આ મડદાને સજીવન કરૂ ને પછી તને બધુ ગામ દેખે તેવી રીતે સુળી દઊ ત્યાં વઇતાળને સમર્યો કે તરત તેણે આવી તે મડદું સજીવન કર્યું કે સઘળા વીક્રમને પગે લાગ્યા ને જય જય બોલવા લાગ્યા એટલે તે ગામના રાજાએ તેની છોડી કસ્તુર સાથે પરણાવી ને જેટલું ધન લીધું હતું તે કરતાં ચાર ઘણું આપી ખુશી કર્યો, તે ગુણકા ઉપર દયા આવવાથી જીવતી મુકી, વીક્રમરાજા ઉજ્જૈનીમાં પાછો આવ્યો ત્યારે સઘળુ ધન જે ગુલતાનનગરથી લાવ્યો હતો તે એક સેવકને બોલાવી ત્રંબાવટીના રાજા ઉપર ચીઠી લખીઆપી કે આ સઘળુ ધન દંતશેઠના ઘરમાં ભરી રખાવજો.

બીજે દીવસ વીક્રમરાજા રાત્રીને વીષે પુજાની સામગ્રી લેઇ હરસીધને દેરે ગયો. ત્યાં એક પોહોર સુધી પગના અંગુઠે ઉભો રહી માતાની સ્તુતી કરી એટલે વાણી થઇ કે હે રાજા માગ માગ પ્રસન્ન છું ત્યારે વીક્રમ બોલ્યો હે માતાજી હું એટલું માગું છું કે કસ્તુરનો કુંવર જે રત્નસાગર તે ક્યાં છે તે મને બતાવો ત્યારે માતાજી બોલ્યાં કે પશ્ચિમમાં વિંધ્યાચળ પરવતની પાસે એક મેહેતર નામે ગુફા છે ત્યાં એક દંડક નામે રાક્ષસ રેહે છે તે જંક્ષણીનું ઉપાસન કરે છે. તેના ગુણ ઘણા વીચીત્ર છે. તે રાક્ષસ પાસે રત્નસાગર તથા એક છોડી છે તેમને કોઈ દહાડે દેખી શકતું નથી ને રાત્રીએ ઓસધ અંજન કરી માણસનો હાઠ બનાવે છે ત્યાં આગળ પેલી જંક્ષણી રહે છે. તે તેનો ભોગ કરે છે ને સુર્યોદયે સજીવન કરે છે માટે ત્યાં જઈ તે જંક્ષણીને પ્રસન્ન કરો પણ જા મારૂ વચન છે

કે તે જંક્ષણી તારે વશ થશે. વીક્રમરાજા આજ્ઞા લઈ માજીના કેહેવા પ્રમાણે ત્યાં ગયો એટલે પેલી જંક્ષણી હાથમાં ત્રીશુળ લેઈ આવી ને બોલી અલ્યા તું કોણ છે. ભલુ થયું જે તુ મારા હાથ લાગ્યો હવે તને જવાદેવાની નથી. પછી પુછવા લાગી કે તમે ક્યાંથી આવ્યા તમારૂં નામ શું, તમારૂ ગામ કયું ને કયા દેવની ઉપાસનાથી અહીં આવ્યા છો તે સાચે સાચુ કહી દો ત્યારે વીક્રમ હાથ જોડી તે સક્તિની સાથે બોલ્યો કે હું ઉજેનીનો રાજા છું. હરસીધના હુકમથી અહી આવ્યો છુ, ને મારૂ નામ પરદુઃખભંજન છે, એવું સાંભળી જંક્ષણી બોલી. જો તમે પરદુઃખભંજન છો તો મારૂ દુઃખ ભાગો ત્યારે વીક્રમ બોલ્યો હા ઘણી ખુશીથી કાંઇ વાતનો ઓરતો રાખશો નહીં ત્યારે જંક્ષણી બોલી કે તું ખુશી થઈ મને તારૂ રૂધીર પા પછી હું તારૂં શીર છેદી આરોગી જઇશ એટલે હું સંતોષ પામીશ ત્યારે મારૂં દુઃખ જશે હું તને પરદુઃખભંજન જાણીશ. રાજાએ તરતજ પોતાનો હાથ છેદી રૂધીરથી કુંડુ ભરી આપ્યું. તે તેણીએ પેટ ભરી પીધું એટલે વીક્રમના શરીરમાં ફકત હાડકાં રહ્યાં ત્યારે તે બોલી હવે તારૂ શીશ છેદી લેઉંછું વીક્રમે કહ્યુ ઘણી ખુશીની સાથે છેદી લો. આ સાંભળી જંક્ષણી ઘણી પ્રસંન થઈ બોલી અરે રાજા તારે જોઇએ તે માગી લે, ત્યારે વીક્રમ બોલ્યો જે દૈત્ય અહીંઆં રહેછે તેને મૃત્યુ પમાડો, પછી જીવતો કરશો નહી કારણ જે છોકરો તથા છોડીને બાંધી મુક્યાં છે તે લેઇ તેમના માબાપને સોંપી તેમનું દુઃખ ભાગવું છે. જેવો સુર્યઅસ્ત પામ્યો કે વીક્રમરાજા એક ઝાડ ઉપર ચઢી બેઠો કે તરતજ પેલો દૈત ચારોચરી ઘેર આવ્યો ને ને છોકરા

તથા છોડીને સજીવન કર્યા ને જોત્જોતામાં દીવા પ્રગટાવી દીધા. એટલે પેલી જંક્ષણી આવી કે તરતજ પોતાની કાયા કાપી ભોગ આપ્યો કે તે ભક્ષ કરી ગઇ ને તે વીક્રમના વચનથી બંધાઇ હતી માટે તે રાક્ષસને સજીવન કર્યા સીવાય પોતે દક્ષણમાં ચાલી ગઇ. એટલે વીક્રમરાજા નીચે ઉતરીને તે છોકરા તથા છોડી પ્રત્યે બોલ્યો કે હવે તમે કાંઈ ફીકર કરશો નહી હું તેમને તમારાં માબાપ મેળવી આપીશ એમ કહી વૈતાળ સમર્સ્યો ને તેની પાસે એક રથ મંગાવ્યો. તેમાં બેસી વીક્રમ તે છોકરાં સહીત ઉજેની આવ્યો. પછી ભદ્રા પાસે આવી બોલ્યો કે કસ્તુરને ઓળખવાની કાંઈ નીસાની છે, ત્યારે ભદ્રા બોલી તેની ડાબી કુખે લાખુ છે. પાછો ફરીને વીક્રમ બોલ્યો કે જો રત્નસાગર પુત્ર મળે તો શી એંધાણીથી ઓળખે? ત્યારે તે બોલી તેના જમણા હાથે છ આંગળીઓ છે ને ડાબા પગે પણ છ આંગળીઓ છે. ત્યાંથી વીક્રમ કસ્તુરની પાસે આવ્યો અને બોલ્યો જો તને ભદ્રા મળે તો શી રીતે ઓળખે તેવી કાંઇ એંધાણી છે? ત્યારે કસ્તુર બોલ્યો તેણીના ડાબા હાથમાં પદમ છે એવું સાંભળતાંજ વીક્રમે સરવેજણને એકઠા કર્યાં કે હેતનાં આંસુ ચાલવા લાગ્યાં ને જ્યાં પુત્ર ભદ્રાની દ્રષ્ટે પડ્યો કે તેણીની કંચુકી ફાટી સ્થનમાંથી દુધની ધારા ચાલવા લાગી. પછી પેલી કન્યાને તેના માબાપને બોલાવી સ્વાધીન કરી ત્યારે તેના માબાપને હેત આવવાથી તે છોડી કસ્તુરને પરણાવી દીધી. પછી વીક્રમે પોતાના પ્રધાનને બોલાવી કહ્યું કે તારી જે કન્યા છે તે આ કસ્તુરશેઠને પરણાવી દો તે વાત પ્રધાને કબુલ કરી કે રાજાએ કસ્તુરને કન્યાદાન દીધું ને અગણીત પૈસો, રથ, અશ્વ વીગેરે આપ્યું.

વીક્રમે પ્રધાનને બોલાવી કહ્યું કે તું કસ્તુરશેઠની સાથે ત્રબા-વટી નગરી જા ને ત્રંબકશેનને કહેજે કે દંતશેઠની કુડીવાત ચલાવી જે પૈસા લુટી લીધો છે તે કરતાં સવાયો આપો ને કસ્તુરને તે પૈસો પોહોચ્યાનો પત્ર લખાવી લાવજે. ત્રંબકશેન રાજીથી ના આપે તો તેની સાથે યુદ્ધ કરી સઘળું રાજપાટ લુટી લેજે. એવું કહી વીક્રમે સર્વેને વદાય કર્યા. ત્રંબાવટી નગરીની ભાગોળે આવી દેરા તાણ્યા. ત્યારે હલકારાએ ત્રંબકશેનને કહ્યું કે જો તુ સમજીશ નહી તો તારૂ રાજપાટ લુટી લેશે. એવું સાંભળી તે ત્યાંથી નીકળ્યો ને વીક્રમના પ્રધાનને માન દેઈ ઘેર પધરાવ્યો ને સઘળી સમરધ દંતશેઠને ઘેર મોકલી દીધી ને દતશેઠને ઘેર ગેબી શબ્દ થવા લાગ્યા. ને લીલા લે-હેર થઈ ગઇ, પછી કસ્તુર તેના માબાપને મળ્યો ને બારવરસ-ની વીતગ વાત અરસપરસ કહી સભળાવી ત્યાં ભદ્રાનું પતીવ્રત સાચુ થયું ને સઘળાં આનંદથી રહ્યાં.



# જાહેર ખબર.

આ ઉપરથી સર્વે સદ્દગ્રહસ્થોને ખબર આપવામાં આવે છે કે આ ચોપડી નીચે લખેલે ઠેકાણેથી રોકડી કીંમતે વેચાતી મળશે.

દસ કોપી સામટી લેનારને એક કોપી મફત મળશે. દેશાવરવાળાઓને પોષ્ટેજ જુદું સમજવું.

આ ચોપડી યુનિયન પ્રીન્ટીંગ પ્રેસમાંથી તથા બનાવનારને ત્યાંથી તથા છપાવી પ્રસીદ્ધ કરનાર ને ત્યાંથી મળશે.

પટેલ ભોગીલાલ રવીચંદ.

ગ્રંથ કર્તા.